# કાવ્ય ગુચ્છ.

પ્રોપ્રાયટરી હાઇસ્કુલ, અમદાવાદ.

પ્રકાશકો,

જીવણલાલ હરિપ્રસાદ દીવાન,
બળવંતરાય પરમોદરાય ઠાકોર.
ખાડીયા, અમદાવાદ.

આવૃત્તિ ૨ જી.   પ્રત ૨૦૦૦.

અમદાવાદ.
ખાડીયામાં જેઠાભાઇની પોળમાં આવેલા પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસમાં
શીમનલાલ મોહનલાલ મોદીએ છાપ્યું.

૧૯૨૨.

## ખુલાસો.



માધ્યમિક શાળાના ચોથા અને પાંચમા ધોરણને યોગ્ય જુદા જુદા વિષય ઉપર લખાયેલી ટુંકી કવિતાઓના સંગ્રહની જરૂર જણાતાં રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી એ. ને અમોએ વિનતિ કરવાથી તેઓએ શ્રમ લઇ આ સંગ્રહની પસંદગી કરી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ. જે લેખકોની કવિતાઓ પસંદ કરી છે તેમનાં નામ તેમની કૃતિ સાથે આપવામાં આવ્યાં છે.



જીવણલાલ હરિપ્રસાદ દીવાન,
બળવંતરાય પરમોદરાય ઠાકોર.

---

## બીજી આવૃત્તિ.

---

પહેલી આવૃત્તિના સંગ્રહમાં કેટલાંક નવાં અને લંબાણ કાવ્યોનો આ વખતે ઉમેરો કરી પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે. આ આવૃત્તિ પણ તૈયાર કરવામાં રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખે કરેલી મદદ માટે તેમનો આભાર માનીએ છીએ.

પ્રકાશકો.

# અનુક્રમણિકા.

# કાવ્ય ગુચ્છ.

## અવતરણ.

(તોટક.)

રમતાં ભમતાં કદી દિવ્ય વને,
ફુલડાં જડિયાં રૂડલાં મુજને;
બહુ વેળ રહ્યાં પડી મુજ કને,
ગૂંથી આજ દઉં રસિકો! તમને.

* * * *

મૃદુ ગંધ મનોહર કોઇ વિષે
વળી ઉત્કટ ગંધ બીજે વિલસે,
વળી કો મહિં ગંધ ગભીર સ્ફુરે,
ગણિયા નહિં જાય અહિં સહુ એ.
વળી રંગ અનેક, ઝીણા, કુમળા,
વળી દીપ્ત ગભીર અને વિમળા,
રમતા વિવિધે ફુલડે સઘળા.
મળી નેન હિયે સુખને રસિલા.

* * * *

સહુ રંગ ભળે અનુકૂળ રીતે,
વળી ગન્ધ વિરોધ કહિં ન પીડે;
ત્યમ એ કુસુમો તણી આજ દિને,
ગૂંથી માળ દઉં રસિકો તમને.

(નરસિંહરાવ.)

## સરસ્વતીને.

દેવી શારદ! માત તું ભગવતી! જ્ઞાને રૂડી દીપતી,
ધાર્યાં વસ્ત્ર સુશ્વેત, હાર, ફુલના, પદ્માસને શોભતી;
વીણા સુન્દર રાજતી કર વિષે, વાણી તણી દેવી તું!
શોભા ને સુપવિત્રતા તુજ તણી, શક્તિ વિના શું કહું!
બુદ્ધિદાયક માત તું જગતની, પોષે સુધા-જ્ઞાનથી,
દીપાવે જનને સુમંડળ વિષે વિદ્યા તણા દાનથી;
પૂજી પૂરણ પ્રેમથી સહુ સ્તવે, જ્ઞાનેશ્વરી શારદા!
પ્રાર્થું નમ્ર ઉરે અને વિનયથી, સદ્‌બુદ્ધિ દેજે સદા.

"નિર્મળા."

## એકેશ્વર.

### દોહરા.

એક જ છે અવિનાશ તે, ઇશ્વરનો હું દાસ;
બીજો કહે તે બે થયા, ઇશ્વર ને અવિનાશ.
એ રીતે ઇશ્વર તણાં, જૂદાં નામ અનેક;
પણ જરૂર તે જાણજો, ઇશ્વર સૌનો એક.

અંગ્રેજો કહે ઇસુ ખ્રિસ્ત ખરો તારનાર,
પ્રભુનો પુત્ર છે અમે ભાવે તેને ભજીએ;
આર્યજનો કહે ખરા ઇશ્વર અંશાવતાર,

રામ કૃષ્ણાદિક અમે તેને કેમ તજીએ.
મહમદીયન કહે મહમદ એજ ખરો,
પારશીઓ કહે અમે પાવકને પૂજીએ;
શી રીતે મમત તજી સર્વ એક મત થાય,
સૌને સાચા કહ્યા વિના સંપ કેમ સજીએ.
કોઇ કહે મહમદ સાથે ખુદા બોલતો ને,
કોઇ કહે જરથોસ્ત સાથે વાત કરતો;
કોઇ કહે ઈસુ સાથે કરતો અનેક વાતો,
કોઈ કહે રામ કૃષ્ણ રૂપે, તે વિચરતો.
કોઇ કહે આરબી લીપીમાં લખતો તે લેખ,
કોઇ કહે એ તો વાણી વેદની વાપરતો;
કોઇને ન જુઠા કહું કહે દલપતરામ,
દિલ કોઇનું દુખાવવાથી હું ડરતો.
બૌધ મતવાળાઓને કહીએ જો બુદ્ધિહીણ,
તેત્રીશ ક્રોડ ચીના શું પશુ પ્રમાણ છે?
મુસલમાની ઇરાની આરબો માને છે મત,
યુરોપ આખો તે ખ્રીસ્તી ધરમની ખાણ છે;
હિંદુ છે હજારો લોક, જરથોસ્તી જન ઘણા
કેને કેને કહીએ કે, એ બધા અજાણ છે;
કહે દલપતરામ જૂદાં જૂદાં પડ્યાં નામ,
સર્વનો પ્રભુ છે એક ખાલી ખેંચાતાણ છે.

## ધર્મ.

---

સત્ય નહિ તે ધર્મજ શાનો, દયા વિના શું જ્ઞાન જોને;
વિનય વિના વિદ્યા જે શાની, દાન વિના શા દામ જોને. ૧

દૈવત નહિ તે દેવજ શાનો, ધર્મ વિના શું ધ્યાન જોને;
ભાવ વિના તે ભક્તિ શાની, ભક્તિ વિના શું જ્ઞાન જોને. ૨
જ્ઞાન વિના તે ગુરૂજન શાનો, તે શું દેશે બોધ જોને;
મનવશ નહિ તે તપ પણ શાનું, શીલ વિના શું સ્નાન જોને. ૩
સદ્ગુણ નહિ તે સાધુ શાનો, તૃષ્ણા ત્યાં શો ત્યાગ જોને;
ભ્રાંતિ રહી તો અનુભવ શાનો, સાચો ન મળે શોધ જોને. ૪
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહીએ કાચા જોને;
કહે છોટમ નિરધાર કરીને, સૌ શાસ્ત્રોનો સાર જોને. ૫

## સત્ય.

### દોહરા.

લેવડ દેવડ ને વળી, વિવિધ ભાત વ્યવહાર;
ચાલે છે આ જગતમાં, સત્ય તણે આધાર. ૧
સત્યપણું જો સર્વથા, નિશ્ચે પામે નાશ;
તો સુખની સંસારમાં અલ્પ ન ધરવી આશ. ૨
સત્ય ધર્મનું સત્વ છે, અધર્મ સત્વ અસત્ય;
સદા સર્વદા સત્યની, અતિશે દીસે અગત્ય. ૩
સ્વપ્ને પણ સાચું વદે, જૂઠ ન વદે જરાય;
સત્યવાદી સંસારમાં, શોભે અધિક સદાય. ૪
જો જન કદિ જૂઠો પડે, એક વાર કો ઠામ;
સુણતાં સંશય ઉપજે, તેના બોલ તમામ. ૫
જૂઠી વાતે જો કદી, મૂઠી મળે અનાજ,
ઉડી એમાં આગ તો, રૂડી ઉડે રાજ. ૬

# વચન પાળવા વિષે.

### છપ્પા.

વચન કાજ હરિશ્ચંદ્ર નીચ ઘર ભરીયું પાણી,
વચન એકને કાજ કૃષ્ણે કુબજાને આણી;
વચન એકને કાજ હરે હલાહલ પીધું,
વચન એકને કાજ દેવવર દૈત્યે લીધું;
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ વચન જતાં તો વહી ગયું,
કવિ શામળ ભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું. ૧

એક વચનને કાજ રંક રાવણ થઇ બેઠો,
એક વચનને કાજ બળી પાતાળે પેઠો;
એક વચનને કાજ વેચી હરિશ્ચંદ્રે નારી,
એક વચનને કાજ પાંડવો હાર્યા પ્યારી;
વળી એક વચનને કારણે ભડ પાંચે વનમાં ભમ્યા,
કહે શામળ વચનજ કારણે સૌ કીચક સાથે શમ્યા. ૨

પાળે વાયક શૂર જેહ રણમાં બહુ ઝુઝે,
પાળે વાયક સિદ્ધ જેહને આગમ સુઝે;
પાળે વાયક ભક્ત કરે ઇશ્વર વશ આપે,
પાળે દાતા વચન વૃષ્ટિ જેને પરતાપે;
પાળે જે વાયક પ્રેમથી વેદે વિવિધ વખાણીઓ,
શામળ વાયક સંભાગતાં જશે જગતમાં જાણીઓ. ૩

વચન પાળે તે રાય, બાકી તો રાંડી રાંડો,
વચન પાળે તે શાહ, બાકી ગુણહીણો ગાંડો;
વચન પાળે તે વિપ્ર, ધર્મ સૌ ધાર્યો તેણે,

વચન પાળે તે વીર જગત જશ લીધો જેણે;
પાળે સદ્‌વાયક પ્રેમદા, પાંચે પૂરણ પક્ષણી,
શામળ કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી. ૪

શામળ ભટ્ટ.

## કરજ.

### વણજારાનો રાગ.

કરજથી ભુંડું કશું નથી, દિલથી ડરજોરે;
હઇડે જો કાંઇ બુદ્ધિ હોય, કરજ નવ કરજોરે ૧
અંગ ઉધારે ઉપાડતાં, દિલે ડરજોરે;
લેણદારના થઇને ગુલામ, કરજ નવ કરજોરે. ૨
સઘળ કથન સાંખવાં પડે, દિલે ડરજોરે;
એથી આબરૂ ખોઇએ આમ, કરજ નવ કરજોરે; ૩
ઓશિયાળા થશો એના એહના, દિલે ડરજોરે;
વળી થાશો એના વેચાણ, કરજ નવ કરજોરે. ૪
ગભરાટ મન ગભરાવશે, દિલે ડરજોરે;
ગમે તેમ લખાવશે લેખ, કરજ નવ કરજોરે. ૫
કંઇકે જોડાવ્યા જમાનને, દિલે ડરજોરે;
વળી વાવ્યાં વ્હાલામાં વેર, કરજ નવ કરજોરે. ૬
દોસ્ત થતાં દેવાદારના, દિલે ડરજોરે;
સુખ સર્વ ખોશો તેના સંગ, કરજ નવ કરજોરે. ૭
કરજ થકી અકળાઇને, દિલે ડરજોરે;
થાય સત્યતાનો સઘ નાશ, કરજ નવ કરજોરે. ૮

વિષમ કરજ છે વિષ થકી, દિલે ડરજોરે;
પુત્ર પૌત્રને પીડા થાય, કરજ નવ કરજોરે. ૯
દેવું કરે તે દેવાળીઓ, દિલે ડરજોરે;
નહિ દેવું તે સાચો શરાફ, કરજ નવ કરજોરે. ૧૦
એક રામ ચઢતાં થયું, દિલે ડરજોરે;
ધૂળધાણી રાવણનું રાજ, કરજ નવ કરજોરે. ૧૧
સોળ રામ જેને શિર ચઢે, દિલે ડરજોરે;
થાય શી ગતિ દલપતરામ, કરજ નવ કરજોરે. ૧૨

## લોભ વિષે.

### દોહરો.

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકૂળ;
લોભે લક્ષણ જાય છે, લોભ પાપનું મૂળ. ૧.

### ભુજંગી છંદ.

ઘણા લોભથી તો ઘણું કષ્ટ થાશે,
ઘણા લોભથી લાભ લેતાં લુંટાશે;
ઘણા લોભથી તો પડે ભીડ ભારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૨
ઘણા લોભથી સત્યતા સર્વ તૂટે,
ઘણા લોભથી મિત્રતા છેક તૂટે;
ઘણા લોભથી ધર્મને દૂર ધારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૩
અતિ લોભથી આંધળા થાય આંખે,

ચિતે ચેતીને કાંઇ ચિંતા ન રાખે;
ખરી ખોટનો માલ નાંખે વખારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૪
જુઓ માછલાં સ્વાદલોભે મરે છે,
જુઓ લોભીઆ કામ કેવાં કરે છે;
અકર્મીને દ્રવ્ય આપે ઉધારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૫
અતિ લોભીઆને ઠગારા ઠગે છે,
અતિ લોભીઆ ફંદમાંહા ફગે છે;
અતિ લોભીઆ કષ્ટને છે કિનારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૬
વશીલો નહીં લોકમાં લોભીઆનો,
સગો કે સનેહી કહો હોય શાનો?
વિવેકે કશું લોભીઓ ના વિચારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૭
જનોને ચિતે જે સમે લોભ જાગે,
અતિ ઝેર તે તો સુધા તુલ્ય લાગે;
વડેરાતણાં શુદ્ધ વાક્યો વિસારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૮
કહો લોભીઆને દયા દિલ કયાંથી?
અરેકાર આવે નહીં ઉરમાંથી;
નહીં પાપીઓ પેટ પોતાનું ઠારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૯
કરે લોભથી કારમાં કામ કૂડાં,

રૂદે લોભીઆને રૂચે જેમ રૂડાં;
ડરે ના કહે જો હત્યારો હજારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૦
ખમે દ્રવ્યની લોભીઓ ભીડ ભારી,
ભમે લોભીઓ નિત્ય થૈને ભિખારી:
પડ્યાં હોય જો લાખ નાણાં પટારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૧
કહી શુદ્ધ શિક્ષા રૂડા લોક કામે,
દિલે ધારીને નીતિ દલપતરામે;
અનીતિ તજે અંતરે જો ઉતારે.
અરે લોભનો થોભ રાખો લગારે. ૧૨

દલપતરામ.

## વિદ્યા સંબંધી પડતી.

કરે ન કો અભ્યાસ, પૂરતો તન મન દઈને;
કામ જેટલું લેઇ, બેસી રહે સંતોષે તે.
કરે ન કો અભ્યાસ, કારખાનાં ક્યમ લાવે?
વિના હુન્નર વેપાર, દ્રવ્ય તે ક્યાંથી આવે!
વિના દ્રવ્ય તે કેમ, શાસ્ત્રના શોધન થાયે!
વધે જ વિદ્યા કેમ, કેમ જિજ્ઞાસા વાધે?
વધે પુસ્તકો કેમ, થાય વિદ્વાનો ભેગા;
બતાવવા ઉપાય, વહેમપર મારી છેદા?
વળી ભણેલા કોઇ, હોય તે ફૂલાયે છે,
ભૂલી ફરજ નિત તેહ, મૂર્ખને ભટકાવે છે.

અજ્ઞાની ને અંધ, જંન એ સરખાં ચાલે,
જેમ દોરવે અન્ય, તેમ તે અહીં તહીં હાલે.
ઘણો છેહ દે ચતુર, ભણ્યો નિજ લાભ જ જોયે,
પડે ખાડમાં અંધ, બાપડાં જખમી રોયે.
પડે નહિં વિશ્વાસ, પરંતુ કરવો પડતો,
અપંગડાં શું કરે, વાટમાં નડતાં દડ તો.
શહેર શેરની પડે, ગામને ખાઈ જાયે,
ગામ ખવાડે રોજ, નહીં કંઈ તે મન આણે.
અભણ્યાં કેરૂં ધન, ભણ્યો તે લૂંટી લેતો,
જેમ ભમાવે એહ, તેમ તે મનમાં લેતો.
મનુએ શિક્ષા દીધ, પક્ષપાતે જ ન ન્યાયે,
સરે વિપ્રના કાજ, બીજાંપર સખ્તી થાયે.
કરે મશ્કરી ખૂબ, ભણ્યો મૂરખની રોજે,
ધિક્કારીને પડે, તૂટીને તે પર ફોજે.
અભણ્યો રહે ગુલામ, ભણેલાનો થઇ તાબે,
જેનામાં નહીં રામ, જંન તે ધબ્બા ખાયે.
ધન માનને કાજ, ભણ્યાંએ પંથ ચલાવ્યા,
અભણ્યાં ભોળાં જન, તેમણે માન જ આપ્યાં.

નર્મદાશંકર.

## ભોજરાજા વિષે.

છપા.

જન્મ્યો જ્યારે ભોજ, પિતા તો મૃત્યુ પામ્યો;
કાકે મોટો કર્યો, વેદના સઘળી વામ્યો,

કાકાને સુત પાંચ, ગૂણ હિણુ મૂર્ખ ગણાયા;
ભોજ પરાક્રમ પ્રૌઢ, સુજશ જગમાંહિ જણાયા.
કાકે પરઠયો શિર કાપવા, વ્યાધે ત્યાં વનમાં કહ્યું;
તું સમર ભાઈ શ્રીરામને, જાણુ ભોજને ત્યાં થયું.
લખ્યો પત્ર એક તત્ર, ગયા માંધાતા મહિપત;
ગયા રામ રાવણે, ગયો દુરજોધન ધનવંત.
ગયા પાંડવો પાંચ, ગયા સુરનાયક ઇંદ્રે;
ગયાજ નળ નહૂષ, ગયો હુશી હરિચંદ્રે.
પૃથવી ઉપર કંઇ પ્રગટિયા, પૃથવીમાં સઉકો શમ્યા;
કો સાથે પૃથવી નવ ગઇ, ગુણ કોઇના પણ નવ ગમ્યા.

## ભોજની સભાવિષે.

સભાપંડિત શત સાત, વદે વ્યાકરણ સુવાણી;
જોશી આઠ હજાર, અગમની જુગતી જાણી.
વૈદિક વેદ હજાર, ભેદ ભારતના ભાળે;
અગનીહોત્રી અયુત, આવસત પ્રયુતજ પાળે.
નાટક ચેટક નિત્ય નવનવા, ચારણ ભાટ કવિત ભણ્યા;
ભરપૂરણ ભોજ સભા મળી, શામળ કહે છે નહીં મણા.
એકસંધો કાળિદાસ, બેસંધો માઘ પ્રમાણું;
ત્રણસંધો નૃપ ભોજ, ચોસંથી સભા વખાણું.
નવું કવિત કે શ્લોક, નવી કો વાત બનાવે;
સવા લાખની સરસ, મોજ મનમાની લાવે.
ભંડારથકી પાછો વળ્યો, તો તેને બમણું જડયું;
શામળ કહે તેથી ભોજનું, બમણુ ભોજ નામજ પડયું.
દિવ્ય દેવાંશી દેહ, મેહ જેવો મન ગરવો;

કરણ સમો દાતાર, સાત સાગરવત સરવો.
નિર્મળ શશિવત નામ, કામ હરિશ્ચંદ્રજ સત્યે;
પૂરણ રવિ પ્રતાપ, આપ રાજા બળિવ્રતે.
છે જોડ જુધિષ્ઠિર સારિખો, લાયક જન લક્ષમાં લહે;
તે ભોજ ભલો ભડ ભૂપતી, કવિ શામળ કોડે કહે.

## લક્ષ્મી કોઇની નહિ તે વિષે.

### દોહરા.

લક્ષ્મી કોઈની નથી, બીજું કોનું મૃત્ય;
સ્નેહ સંબંધ ગણે નહિ, તજી જાય છે તર્ત.
રૂડો ભૂંડો નવ ગણે, ન જુવે કોનાં કૃત્ય;
ઘર કે રણ દાખે નહિ, તજી જાય છે તર્ત.
વેળા કવેળા નવ જૂવે, સ્નેહ શું નાણે સર્ત;
નાનું મોટું નવ જુવે, તજી જાય છે તર્ત.
રૂપ કુરૂપને નવ ગણે, વિવેક વિદ્યા વર્ત્ત;
ઊંચ નીચને નવ ગણે, તજી જાય છે તર્ત.
લક્ષ્મી ભુંડી લક્ષ વસા, માથે ભુંડું મર્ત્ય;
ખેલે ખવરાવે ખાંતથી, તજી જાય છે તર્ત.
વિદ્યા સિંધુ સુખતણો, વિદ્યા સદગુણ વર્ગ;
લક્ષ્મીને લૂંડી ગણે, સહેજે પામે સ્વર્ગ.
વખાણ શુણીને વિત્તનાં, ચંચળ સ્ત્રી ચળ થાય;
જયમ વાદળની છાંયડી, પળ પળમાં પલટાય.
કનક વિષે કળિયુગ વસે, વળી કનકમાં કામ;

કૂડ કપટ કનકે વસે, ઠેઠ નરકનો ઠામ.
અક્ષખતવંત ઘેલા ઘણા, અક્ષખત ત્યાં અહંકાર;
સુખ છે સરશવ જેટલું, દુઃખ અર્ણવ અપાર.

## શીખામણ.

### ચોપાઇ.

અધિક હેતથી કહું છું અમો, તે રીતે આચરજો તમો;
પરધન પરનિંદા પરનાર, પરહર કહું છું વારંવાર.
પરધન દેખી થાવું અંધ, પરનિંદા નવ ધારો ધંધ;
નીચ વાત થકી નાસજો, ગુણીજન દેખો ત્યાં પાસજો.
જુલમ ન કરશો કોશું જૂઠ, રંક સાથે રખે રહો રૂઠ;
મહા મમતીનાં મન મોડજો, કંગાળપણું આળસ છોડજો.
કરજો એક ઇશ્વરની આશ, પુરણ જાણો ઇશ પ્રકાશ;
નવ કરશો મદ્યપનો સંગ, આપ મલિન નવ રાખો અંગ.
ભજતાં ભણતાં રળતાં ધન, રખે તૃપ્ત કરો ત્યાં મન;
પાપે ધન નવ પેદા કરો, અઘ દેખો ત્યાંથી ઓસરો.
નવ ગણશો માયા આપણી, તરણુ તણી એ છે તાપણી;
સ્વપ્નાવત જાણો સંસાર, માથે તાણી નવ લ્યો ભાર.
સ્નેહ તજો પરદારા સાથ, હૈડું મન રાખો નિજ હાથ;
સાચી વાતે થાજો શૂર, નિચ કામે નવ થાશો નૂર.
મનની લહેર જાતી વાળજો, જનક જનનીનું પાળજો;
કુડાં કર્મ રખે કાંઈ કરો, પડે પાપ બુદ્ધિ પરહરો.
કરજો પરમારથ નિત્ય કાજ, તો રાજી રહે શ્રી મહારાજ;
અમૃત ફળ વાવો સૌ ખાય, વળી વાટમાં છાયા થાય.

બીજું પુણ્ય નવાણે નીર, સુખ પામે સહુ જન શરીર;
નવાણ ખોદાવે રોપે ઝાડ, પરમેશ્વર માને છે પાડ.
ભલી વાત મુખથી ભાખજો, શરણાગત શરણે રાખજો;
અહંકાર નવ કરશો લેશ; દુઃખ ભંજન કહેવાજો દેશ.
રૈયતના કહેવાજો રામ, કરજો નિત્ય પરમારથ કામ;
માત તાતની સેવા કરો, અહંકાર મનમાં નવ ધરો.
કિંકર શું નવ કરશો ક્રોધ, રૂડી વાત નવ કરશો રોધ;
જીવહિંસાથી બીહીજો ઘણું. રક્ષણ કરજો પ્રાણી તણું.
પરદુઃખ દેખી થાજો દુખી, સુખી રૈયત પેખી રહો સુખી;
અનાવૃષ્ટિમાં આપો અન્ન, નિર્મળ રૂડું રાખો મન.
કોઇ દિવસ નવ રમશો દ્યૂત, ધર્મ વાતે નવ થાશો ધૂર્ત;
અમલ વશ નવ થાશો આપ, સતી તણો નવ લેશો શાપ.
આપ્યું પાછું લેશો નહીં, ના નવ કહેશો મુખથી કહી;
કરિયે તે ભોગવવું પડે, આવીને સહુ અંગે અડે.
છાનું છપનું કરિયે પાપ, પરમેશ્વર જાણે તે આપ;
આપે તે તો પામે બહુ, સુખ દુખ એવી રીતે સહુ.
જેવું અન્ન વાવે તે લણે, શામળ ભટ તો સાચું ભણે.

## મોતવિષે છપ્પા.

કોઇ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઇ કહે કરડ્યો નાગ, કોઇ કહે વાસી વળિયું.
કોઇ કહે વાધ્યો રોગ, કોઇ કહે શસ્ત્રજ વાગ્યું;
કોઈ કહે મારી મૂઠ, કોઇ કહે પાપજ લાગ્યું.

ઇશ્વર માથે લેતો નથી, જગતમાંહિ મહિમા જુઓ;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મુઓ.
પેસે અરણવ નીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે.
પર્વતમાંહિ પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓષડ અમૃતહાર, ભમે ભૂલા બહુ ભ્રાંતે.
કિંકર રાખે કઇ કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.
માત તાત ને મિત્ર, પુત્ર પરિવારજ પોઢા;
અલખન અપરમપાર, ઘણા હસ્તી ને ઘોડ.
સેવક સાથે શૂર પરીપૂરણ પરતાપે;
બળવંતા બહુ બાહુ, છત્ર છાંયે છત્ર છાપે.
અધિકાર અયુત લખ ઇંદ્રનો, કોડવાર શું કહું કથી;
પણ મોતથકી મૂકાવવા, શામળ કોઇ સમરથ નથી.
નાડે ન મુકે ભૂખ, દુઃખ નાડે નવ જાય;
નાડે ન મુકે ભોગ, રોગ નાડે પણ થાય.
નાડે ન મુકે તાત્ર, પાપ નાડે નવ છૂટે;
નાડે ન રહે લાછ, ચોર કે હાકમ લૂટે.
કદિ નાડે મોત મુકે નહી, પ્રસવ્યો ત્યાંથી પાસ છે;
કવિ શામળ ભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.
જે જાયું તે જાય, જેહ ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયું તે તો ઊતરશે.
લીલું તે સૂકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સૌકોને ખાશે.

જે કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી.
ગયા ઇંદ્ર કંઇ ક્રોડ, ગયા બ્રહ્મા કંઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, મહાશૂરા પણ ડૂલ્યા.
ગય દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત;
ગયા દિલિપ હરિચંદ્ર ગયા છાકેલ છત્રપત.
વળિ ગયા જનક ને જાદવો, જે વળિ લાવ્યા જાન્હવી;
સ્થિર સ્થાવર કોઇ રહ્યા નહીં કોણ માત્રમાં માનવી.
મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા.
આ મારૂં ઘર સૂત્ર પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિ ભાત ભણાવું.
પણ દીપક વશ છે વાયુને, કાચો કૂપો કાચનો;
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.
કોઈ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે.
કોઇ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતાં;
કોઈ ભોગ કોઇ રોગ કોઇ તો સરપ કરડતાં.
કોઈ વાશિ વિકાર કે હડકવા, કોઈ મમતે લડિને મુઓ;
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ.
રાખે લખ રખવાળ, લોહ પિંજરમાં પેસે;
અરણવ વિચ આસન, વાળીને જો કોઇ બેસે.
વજ્ર ગુફા ગંભીર, માંહો કોરાવી માણે;
ઇંદ્રજાળ વિઘાય, જુગતથી જો વળિ જાણે.

સંભાળી સામગ્રી સંચરે, કોટિ જતન કોડે કરે,
જાળવતાં પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે.
ચિરંજીવિ નહિ કોઇ, ગયા મનુ જેવા મહિપત;
રંજીવિ નહિ કોઇ; ગયા વળી અગણિત અહિપત.
ચિરંજીવિ નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્રે;
ચિરંજીવિ નહિ કોઇ, ગયા કંઇ સુરજ ચંદ્રે.
વળિ ગયા રામ ને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી.
કોઈ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે;
કોઇ વર્ષે દશ બાર, કોઇ પચીસ પચાસે.
કોઇ સાઠ શીતેર, કોઈ પોણોસો એંશી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેશી.
જે નામ તેહનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે અંદી દેહનો ગારવો[1].
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું.
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જળ પરપોટો જેમ, એક દિન નિશ્ચે નડશે.
રાખી કોઇની રહેશે નહીં, દિવસ નકી નહિ દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરૂસો શો તેહનો.

---

૧. ગર્વ.

## પંડિત લક્ષણ.

દેહ જન્મ છ શત્રુઓ, જેને છે વશ સર્વદા;
ઇંદ્રિયો વશ આત્માને, તેજ પંડિત જાણવા.
પ્રસંગે ધીર ને શાંત, પ્રસંગે જ ઉતાવળા;
સાહસિક ન જે હોય, તેજ પંડિત જાણવા.
ગ્રહી લે બોલ બોલતા, શબ્દે શબ્દ વિચારતા;
પૂછયા વિણ ન બોલે જે, તેજ પંડિત જાણવા.
પ્રતિભાવાન વાચાળ, જાણ ઝાઝા વૃતાંતના;
જે વ્યાખ્યાન કરે શીઘ્ર, તેજ પંડિત જાણવા.
દુઃખ માને ન તુંકારે, સન્માને ન ખુશી થતા;
લોકથી ક્ષોભ ના પામે, તેજ પંડિત જાણવા.
આરંભે શકય જાણીને, આરંભેલું ન છોડતા;
ધૈર્યથી જે કરે કામ, તેજ પંડિત જાણવા.
અપ્રાપ્તની ન ઇચ્છા ને, ગયેલાને ન શોચતા;
આપત્તિમાં ન મુંઝાએ, તેજ પંડિત જાણવા.
બુદ્ધિને વશ શાસ્ત્રો ને, બદ્ધિ શાસ્ત્રાનુસારિણી;
જાણો પંડિત તેને જે, મર્યાદાને મુકે નહિ.
શક્તિ જોઇ કરે કામ, કોને ન અવમાનતા;
સર્વથી મળીને ચાલે, તેજ પંડિત જાણવા.
વ્યવહારી મતિ જેની, ધર્મ ને અથ સંગ્રહે;
કામથીએ રજો અર્થ, જાણવો બુદ્ધિમાન તે.
સુખ દુઃખ ભય પ્રેમ, સમૃદ્ધિ પડતી દશા;
એથી જે ન ચળે કિંચિત્, તેજ પંડિત જાણવા.

કરેલા મંત્રને જેની, ધારેલી મન કામના;
ખ્યાત થાએ પરિણામે, તેજ પંડિત જાણવા.
ક્રોધ લજ્જા અહંકાર, હર્ષ ગર્વ અનમ્રતા;
એથી જે ભ્રષ્ટ ના થાએ, તેજ પંડિત જાણવા.

મણીલાલ છબારામ.

## મૂર્ખ લક્ષણ.

જાણે ન શાસ્ત્રને રાખે, ગર્વ પાંડિત્યનો સદા;
ધન હિણુ છતાં દાની, થાય તે મૂર્ખ જાણવા.
શૌર્ય વિણુ ધરે શસ્ત્ર, પોતાની કુશ્ન હાંકતા;
ધબાકે ધ્રુજનારાએ, પોતાને શૂર માનતા.
કપટે કે પછી રાખે, જુગટે ધન છપણા;
પરિણામે પડે પાછા, તે સર્વે મૂર્ખ જાણવા.
પોતાનું કાર્ય મૂકીને, પારકાની પુંઠે પડે;
બગાડે મૂર્ખ બન્નેનું, લોકોમાં ચકવે ચઢે.
પ્રવૃત્તિમાં પડયો રે'ને, બેસે ના ઘરમાં ઘડી;
બાયડીનું રળ્યું ખાય, તેય મૂર્ખ શિરોમણી.
માયાળુને તજીને જે, અપ્રેમી જનને ભજે;
બળીયાશુ ભીડે બાથ, તેને મૂર્ખ સૌ કહે.
શત્રુ સાથે કરે મૈત્રી, કરે મિત્રશુ શત્રુતા;
અયોગ્ય કાર્યના કર્તા, તે સર્વે મૂર્ખ જાણવા.
સ્વકાર્ય દાસને સોંપી, શંકાશીલ રહે સદા;
અવશ્ય કાર્યમાં મંદ, રે'નારા મૂર્ખ જાણવા.

સાચો ધર્મ ન માને ને, આળ પંપાળને ભજે;
હિતેષી હોય ના મિત્ર, જેને તે મૂર્ખ માનવા.
બોલાવ્યા વિણુ આવેને, બોલે ઝાઝું પુછ્યા વિના;
વિશ્વાસે રે' અવિશ્વાસુ,-કેરા તે મૂર્ખ માનવા.
પોતાના દોષ ના દેખે, નિંદા બીજાતણી કરે;
નબળાને કરે ક્રોધ, તેને મૂર્ખ સહુ કહે.
શિક્ષાને યોગ્ય ના હોવ, તેને શિક્ષા કરે ઘણી;
અલભ્ય વસ્તુને ઇચ્છે, તેય મૂર્ખ શિરોમણી.
કરે સેવકશું મંત્ર, વેશ્યાને વશ થૈ રહે;
જાણવો મૂર્ખ તેને જે, જાણે ન થાય શું પુંઠે.
આત્મશ્લાઘી તથા દંભી, કામી મદ્યપ આંધળા;
લોભી અંકારી ને મીઢા, એ સર્વે મૂર્ખ જાણવા.

મણીલાલ છબારામ.

# સંપ લક્ષ્મી સંવાદ.

---

સાંભળ મૂરખા સંપ તું, આણે કેમ અભિમાન;
નિર્ધનીઓ નર લોકમાં, ક્યાં પામ્યો સન્માન.
ધનથી મન ગમતું મળે, સુખ સૌ ધનને સાથ;
સર્વ રહે સેવક થઇ, હોય દ્રવ્ય જો હાથ.
થળ થાનક જળ ધન કરે, જળ થાનક થળ થાય;
ઉજ્જડ વડા અરણ્યમાં, ધનથી શહેર વસાય.
વણકર ધનને વાસતે, આપે વસ્ત્ર અપાર;
ધન કારણ સોનાર પણ, સરસ ઘડે શણગાર.

પામર ઉંચકે પાલખી, એસે ધનીના બાળ;
હુકમ ચલાવે હામ ધરી, પૈસાથી મહીપાળ.
સંપ કરીને શૂદ્રજન, ઉપજાવે તરૂ થોક;
ભલાં ભલાં ફળ ભોગવે, લક્ષ્મીવાળાં લોક.
આજ પછી અભિમાનના, બોલીશ મા મુખબોલ;
નહીતો નિર્લજ તું થશે, તરણા સરખો તોલ.

સંપ કહે સુણુ રમા, જન્મ તારો હું જાણું;
વળી જાણે સો વિશ્વ, કેમ વિસ્તારી વખાણું.
પય ખારાની પુત્રી, ભયંકર વિષની બગની;
વિષ કરતાં વિશેષ, ઉઠે સંભારે અગની;
વિષ પ્રાણુ હરે પોતે મરી, કરે એકને ક્લેશ છે;
તેં જીવતી રહીને જગતમાં, દીધા ઉજાડી દેશ છે.
કૌરવ પાંડવ કુળ, મૂળથી નાખ્યાં મરડી;
રાવણુનું પણુ રાજ, ઝડપ તેં નાંખ્યું ઝરડી.
બહુ રાજાના રાજ, સંપ તજવાથી તૂટયાં;
સરસ હતા સુલતાન, સંપ ફીટે ઘર ફૂટયાં,
પરિપૂરણુ લક્ષ્મી પામીને, સંપ વિના નહિ સુખી રહે,
નિજ ઘરમાં ઘણુા કુસંપથી, મોટા પણુ મરવા ચહે.

## દોહરો.

હરના ઘરના હરઘડી, થતું હશે તોફાન;
સંપ ન દેખી શંકરે, પીધું હશે વિષપાન.

# હું નાનકડો બાળ.

## દોહરો.

માત પિતા મુજને કરે, લાડ કોડ પંપાળ;
ખેલું કૂદું ખંતથી, હું નાનકડો બાળ. ૧
રમું જમું હું રંગમાં, કચરૂં કાળ કરાળ;
કદી ડરૂં ના કોઇથી, હું નાનકડો બાળ. ૨
અંગ દિગંબર માહરૂં, લાજું નહીં લગાર;
ગણું ન પર પોતાતણું, હું નાનકડો બાળ. ૩
લાગે તેવું હું લવું, નહીં કપટ જંજાળ;
કુદરત કેરો સોબતી, હું નાનકડો બાળ. ૪
સમજું વાઘ વરૂ બધાં, બકરી કેરાં બાળ;
કરૂં નાગનાં નેતરાં, હું નાનકડો બાળ. ૫
ઝાલીને સ્વારી કરૂં, સિંહ તણી પણ યાળ;
અબુધ બાળ રાજા બડો, હું નાનકડો બાળ. ૬
ખુંદું ખોળો માતનો, ઝડપું જગતી ઝાળ;
ગણું દાઝવું દોયલું, હું નાનકડો બાળ. ૭
આગ, રેલ આફત મહીં, કશી મને નહિ ફાળ;
માને ચિન્તા માહરી, હું નાનકડો બાળ. ૮
લાગ્યું દિલ મુજ લ્હેરમાં, મોજ માણતો બાળ;
ખુશી ખુશી હસતો સદા, હું નાનકડો બાળ. ૯
રડતો પણ પાંપણ હસે, પડતો પણ પાંખાળ;
જોખમમાં પ્રભુ જાળવે, હું નાનકડો બાળ. ૧૦
સુખ દુઃખ સર્વ સમાન છે, નહીં ધરાળ ઉલાળ;

વિશ્વ બધું વ્હાલું ગણું, હું નાનકડો બાળ. ૧૧
સમાન હું સમજું સહુ, દે આશિષ કે ગાળ;
અવધુત પેઠે આંચરૂં, હું નાનકડો બાળ. ૧૨

વિ. ચ. આવસત્થી.

## ભાઇ બ્હેનના ભણકાર.

(દોહરા.)

હતી ગામને ગોંદરે એક્લ દૂર નિશાળ,
ભીખુ ત્યાં ભણવા જતો, બીજાં સાથે બાળ. ૧
મહેતાજી ગણુતા હતા શિશુને પુત્ર સમાન,
સ્નેહ ધરી શીખવાડતા ગમ્મત સાથે જ્ઞાન. ૨
રોંઢે ભાતું લાવતી કમળા ભીખુ કાજ,
ભાઇ બ્હેન ભેગાં મળી ખાતાં સંગે ખાજ. ૩
કરે ભલામણ ભાઇને કમળાં વળતે પેર,
"સાંજે વ્હેલો આવજે જરૂર પાધરો ઘેર."  ૪
"વાટે ઉગ્યાં લાવજે કરેણુ કેરાં ફૂલ,
આવળ કેરા ડોડવા—કરશું ગોટા ગુલ." ૫
"વારૂ" કહી વળાવતો ભીખુ બ્હેની બાળ,
પોતે પાછો પેસતો ન્હાની ગ્રામનિશાળ. ૬
સાંજ પડયે છૂટી થતાં સ્મરે બ્હેનના બોલ,
ભીખુ વાટે ચૂંટતો કરેણુ—આવળ—છોડ. ૭
અંગરખાની ચાળમાં ઝોળી ભરીને ફૂલ,
લાવી આપે બ્હેનને મોંઘી ભેટ અમૂલ. ૮

રૂડી ગૂલછડી રચી, હોંશે ગુંથી હાર,
દેતી તે દિલ હેતથી વીરાને ઉપહાર. ૯
એક દિવસ ચોમાસમાં રોંઢે આપી ભાત,
પાછી ઘેર કમુ વળી, પ્હોંચી પાસે માત. ૧૦
વાદળ ઉમટયાં વાદળાં, ઘોર થયું અંધાર,
ભીખુ નિશાળે અને તેના બાપુ બ્હાર. ૧૧

(ભુજંગી છંદ.)

કહે માતઃ—"બાપુ કમુ! જા તું પુત્રી!
નિશાળે ભીખુભાઇને આપ છત્રી;
નથી તુજ બાપુ હજી ઘેર આવ્યા,
ચડી વાદળાં ઘોર ઘેરાં છવાયાં." ૧૨
"ખુશીથી જવું બા! મને તો ગમે છે,
ભીખુભાઇમાં ચિત્ત મારૂં ભમે છે;
હજી તો નથી એક છાંટોય આવ્યો,
હજી તો નથી શીત કે વાયુ વાગ્યો." ૧૩
લઈ છત્રી ચાલી વીરા પાસ બાળા,
વહે હોંશના ઉરમાં શા ઉછાળા!
ગતિ વેગવાળી ભૂમિ એ ન ભાળે,
કમુ આવી ઉભી રહી જ્યાં નિશાળે. ૧૪

(દોહરા)

બજ્યો ઘંટ, છૂટી થઇ, બ્હાર નીકળ્યાં બાળ.
પંજર પૂર્યાં પંખડાં પાછાં જ્યમ પાંખાળ. ૧૫
ધણ વ.ળે જ્યમ ધબડતું, ગામ ભણી ગોવાળ;
આભે બાળી મેહુલો, ઘર ભણી દોડયાં બાળ. ૧૬

ભીખુ ચૂંટે વાટમાં, કરેણ કેરાં ફૂલ;
આવળ કેરાં ફૂલડાં, ચૂંટે કમુ ચતુર. ૧૭
ભાઇ બ્હેન ખોટી થયાં, આવ્યો ત્યાં વરસાદ;
મેઘનાદ દેતો રહ્યો, ઘેર જવાની યાદ. ૧૮
એક હાથ ઝોળી અને છત્રી બીજે હાથ,
દફ્તર પાટી બ્હેનને માથે મેલે ભ્રાત. ૧૯
એમ કરી આગળ પળે, બારે ખાંગા મેહ,
ભીંજ્યાં સર્વે લૂગડાં, ભીંજી કુમળી દેહ. ૨૦
આવ્યું ન્હેરૂં અધવચ્ચે, ન્હેરે આવ્યાં નીર,
"કેમ વળોટાશે હવે"–કહેતાં ઉભાં તીર. ૨૧
વૃષ્ટિ તો વધતી ગઇ, ઝબકે વિજળી ઝાળ,
પ્રવેસમા જળપુરમાં, બેઉ તણાણાં બાળ. ૨૨
એક હાથમાં ફૂલડાં, એક હાથમાં બ્હેન,
બ્હેન ભાઇનું બેડલું વારી કેરે વ્હેન. ૨૩
વીજ પડી વીલી અને ધોબારો વરસાદ,
ભોંઠપથી દેતો તજી આપતણો ઉન્માદ. ૨૪
ફરતાં ગોતાગોત ત્યાં ટળવળતાં માબાપ,
"ભીખુ ભીખુ" ભાખતાં "કમુ કમુ" ના જાપ. ૨૫
દેખે ખળખળતાં બહુ ન્હેરે ઉંડાં નીર,
તેમ તેમ માતા પિતા નયણે ભરતાં નીર. ૨૬
અનહદ ઉંડું આરડે, વારિ કરે વિલાપ,
ત્યમ ત્યમ આંસુ સારતાં રડતાં મા ને બાપ. ૨૭
અવની તો ઉજડ દિસે, નીર દિસે ગમગીન,
ભોંઠું આભ ઉદાસ ને દુનિયાં વદને દીન. ૨૮

કોણ કહે એ ક્યાં ગયાં ? બાળક જોડા જોડ !
"ભીખુ-કમુ" બૂમે પડે પડઘા પાછા કોડ ! ૨૯
"સ્વર્ગે તો મળશું હવે"—એમ કહી માબાપ;
પગ ઢીલે પાછાં વળ્યાં, કરતાં કરૂણ વિલાપ. ૩૦
નિશાળનાં બાળક હજી, એ ન્હેરાં ને વ્હેન;
સુની સુની સાંજે કદિ, બાળે ભાઈ બ્હેન. ૩૧

રસિક.

## સાચના સિપાઇ.

---

અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઇ;
સાચ અમારી તરવારને,
સાચની બાંધી સવાઇ.
અમે સાચના સિપાઇ.
સાચ અમારા લડવૈયા તે,
લડશે સાચ લડાઈ;
સુણો અમારા બ્યુગલ વાગે,
સાચની હાક છવાઈ,
અમે સાચના સિપાઈ.
જુઓ અમારી ધજા ફરફરે,
સાચની લહેરો વાઇ;
જામે સાચનું લશ્કર સઘળે,

અવો હમેય ભાઈ.
અમે સાચના સિપાઇ.

ન્હાનાલાલ.

## બાળકોને વૈદિક આજ્ઞા.

માતૃદેવાં બનો બાળકો, છે આ આર્ય આદેશ,
પિતૃદેવાં બનો બાળકો!
પાળતાં આજ્ઞા માંબાપની, ધરતાં ભક્તિ અશેષ;
આવશે ઘરમાં આનંદ ને, સુખ મળશે વિશેષ,
માતૃદેવાં બનો બાળકો!
રામ ને પરશુરામથી રાખો ભક્તિની ખાંત;
ભરત ને સકતાંની ભક્તિનાં, સદા લક્ષને દૃષ્ટાંત,
માતૃદેવાં બનો બાળકો!
આજીવિકા ઉપજાવવી, છે જે પુરૂષોનો ધર્મ,
પાળતો તે પિતા પેખીને, તમો શીખો તમ ધર્મ,
પિતૃદેવાં બનો બાળકો!
ઘરમાં રહી તમ માવડી, અનેરે જુઓ કેમ;
કેમ ઉછેરે કેવે શ્રમે, તમોને તે સપ્રેમ,
માતૃદેવાં બનો બાળકો!
પાળતાં ધર્મ પોતાતણા, રહી અન્યોન્યાધીન;
ચલવે સંસાર કેવી રીતે, સમજો તે સમીચીન.
પિતૃદેવાં બનો બાળકો!

શ્રવણની પેરે તમે સદા, કરો માબાપ સેવ;
માતપિતાની સેવા થકી, તમને ત્રુઠશે દેવ,
માતૃદેવાં બનો બાળક, આ આર્ષ આદેશ;
પિતૃદેવાં બનો બાળક!

મણીલાલ છબારામ.

## સ્વદેશાભિમાન.

( ઉપેન્દ્રવજ્રા. )

મળી રહે છે ખગ એક માળે,
કરે સહુ સંપજ કષ્ટ કાળે;
તમે બધા તેમજ પક્ષ તાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧

કહું કથા શી મધમાખ કેરી,
ધરો બનાવે મળીને ઘણેરી;
વિચારીને વાત તમે વખાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૨

વનચરો જે વનમાં વસે છે,
હળી મળી શત્રુ સમા ધસે છે;
સ્વજાતિમાં સંપ રહે સ્થાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૩

કુસંપથી કષ્ટ કરોડ માથે,
જુઓ દીસે જંપ સુસંપ સાથે;
ખરેખરો છે ખપનો ઉખાણો,

અરે સ્વદેશી અભિમાન આણો. ૪

કુસંપથી પાંડવ કોરવોએ,
લડી પડી લાભ લીધો ન કોયે;
ઘણોજ તોટો ઘરમાં ઘલાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૫

સુસંપથી સર્વ સમૃદ્ધિ પામે,
કુસંપથી વૈભવ વિત્ત વામે;
કરી પરીક્ષા પળમાં પીછાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૬

સ્વદેશનું સર્વ પ્રકાર સારૂં,
તમે કરો તે ગણીને તમારૂં;
જરૂર એમાં જનધર્મ જાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૭

મચે કદી સંકટ એક માથે,
સજો તમે હિંમત તેમ સાથે;
વટાઇ જાવું કદી તે વટાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૮

મળી રહ્યા હોત સ્વદેશી રાજા,
કહો કદી કેમ મુકાત માજા;
પછી કરે શું મુગલો પઠાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૯

જુઓ લીધી દીલ્હી બધી સજોરી,
સુખે રહ્યો સાહેબદીન ગોરી;
કુસંપથી શત્રુ નહીં કઢાણો.

અરે સ્વદેશી અભિમાન આણો. ૧૦
પિપીલિકા સંપ કદી કરે છે,
મહા અરીનો પણ પ્રાણ લે છે;
ભલે અરી હોય બળે ભરાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧૧
કરો બને તેમ ઉપાય કોટિ,
તજો અરિસ્યા ઉરમાંથી ખોટી;
કુસંપથી અર્થ નથી સધાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧૨
કહી કથા આ નિજ દેશ કામે,
દિલે વિચારી દલપતરામે;
પ્રિયેચ્છુ પૂરાં વચનો પ્રમાણો,
અરે સ્વદેશી અભિમાન આણો. ૧૩

દોહરો.

સ્વદેહ તેમ સ્વદેશની લે નહિ જે સંભાળ,
ચોટે તેને ચાંડલે ગાંડા કેરી ગાળ. ૧૪

દલપતરામ.

## સુખ દુઃખ વિષે.

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં,
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં. સુખ દુઃખ.
નળરાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી,
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાંણી. સુખ દુઃખ.

પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રોપદી રાણી,
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખ દુઃખ.
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી,
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ.
રાવણ સરીખો રાજીઓ, જેની મંદોદરી રાણી,
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લૂંટાણી. સુખ દુઃખ.
હરિશ્ચન્દ્રરાય સતવાદિઓ, તારાલોચની રાણી,
ત્હેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ દુઃખ.
શિવજી સરખા સતા નહિ, જેની પારવતી રાણી,
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ દુઃખ.
સર્વે દેવને જ્યારે ભીડ પડી સમર્યા અંતરજામી,
બાવટ ભાગી ભૂધરે, મ્હેતા નરસૈંને સ્વામી. સુખ દુઃખ.

## પરોઢિયું.

### ઉપજાતિવૃત્ત.

ઘંટા તણા ચાર ટકોર વાગ્યા,
ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતિ ચાર તણા ઉચ્ચારે,
મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે. ૧
પૂર્વે ઉગ્યો શુક્રતણો સિતારો,
તેજસ્વી તે શોભિત શ્રેષ્ટ સારો;
શું સૂર્યનો તે સરદાર આવ્યો,

સંધી કરવા શુભ વિષ્ટી લાવ્યો. ૨
પરોઢિયે શીતળ વાયુ વાય,
તેથી પડે ટાઢ અને ધ્રુજાય;
કુરાજ્યમાં જેમ જનો ન જંપે,
બીકે બધા લોકની કાય કંપે. ૩
પરોઢિયે ઝાકળ તો પડે છે,
ભીનાં થએલાં તરૂ તે વડે છે;
જાણે નિશા સુંદરી છાંડી ધીર,
રોઇ ધરાવે નિજ નેણ નીર. ૪
કૂકૂ સ્વરો કુર્કટ તો કરે છે,
સર્વત્ર જેના સ્વર સંચરે છે;
જાણે રવિરાય પધારનારો,
તેના છડીદાર તણા ઉચ્ચારો. ૫
વાજે રૂડાં ચોઘડિયાં નગારાં,
જે લોકને નિત્ય જગાડનારાં;
જાણે નવા રાજ્યની ફોજ આવે,
તેની બડી નોબત આ બજાવે. ૬
ઘંટી તણા ઘોષ ઘણાક થાય,
દાણા પડ્યા એ પડમાં દળાય;
આકાશ પૃથ્વી પડ એ પ્રમાણો,
જીવો પડ્યા તેમ દળાય જાણો. ૭
મહી વલોવે મહિયારી નારી,
તજી બિજું માંખણ લે ઉતારી;
તે જેમ સુજ્ઞો સુણી શાસ્ત્ર બોધ,

તજે બિજું સંઘરી સાર શોખ. ૮
સીમા ભણી શબ્દ કરે શિયાળ,
કાને પડે ઘોષ ઘણા કરાળ;
જાણે નિશાની ચમુને[1] જણાવે,
નાસો હવે સૂર્યનું સૈન્ય આવે. ૯
વિદ્યાર્થી પાઠ ઉઠી કરે છે,
જાણે રવિના જશ ઉચરે છે;
પ્રભાતિયાં ગાય સુભક્ત પ્રીતે,
જાણે રવિના ગુણ ગાય ગીતે. ૧૦

## વહેમ.

ઊઠો ધરી ઉમંગ, અંગથી આળસ કહાડો,
વીર પુરૂષનો સંગ, કરીને બીક ન્હસાડો.
કરો નહિ દરકાર, વહેમ જો આવે આડો,
અપયશના વિચાર, કાયર ઘરમાં ગાડો.
સત્ય વચન ને ટેક, મરતાં પણ નવ છાંડો,
તજી જનાની છેક, બાજી મરદાની માંડો.
મચાવી દો ભરપૂર, ઉદ્યમ રંગ અખાડો,
નક્કી રાખજો ઉર, પડે નહિ ઘરમાં ખાડો;
સમજી સર્વનું કામ, નિજ અભિમાન જાડો,
તરે દેશનું નામ, સંપ જમાવો ધાડો.

---

૧. ચમુ=સેના.

ક્રોધ અગ્નિથી સ્હેજ, જાળવો કંટક વાડો,
વધશે કીર્તિ તેજ, સિકંદર થાશે દહાડો.
કરિ કિરિયારી એમ, ઝટ ઝટ પામો ઉપાડો,
પછી નિરાંતે ક્ષેમ, સદા સુખ સાથે લાડો.
કહું આગેવાન નર્મદ, ધરી ઝુંડાનો ડાંડો,
સહુ શૂર સાથ ઝટ થઇ, વહેમને તોડી પાડો.

## દેશાટન વિષે.

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય,
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય.
ઘેર રહે લક્ષ્મી ઘણી, હોશે કેમ હમેશ,
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ.
વિદ્યા સદ્‌ગુણ વિનયતા, હોય ચપળતા હામ,
ડરે ન પરદેશે જતાં, દેખે તે નર દામ.
વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન,
સમુદ્રમાં વખણાત શું, સીપ તણા સંતાન.
સુખે વિદેશે સંચરો, કરો ભલેરાં કામ,
પ્રેમ ધરી વિધિ પાળતાં, નિર્મળ કરવું નામ.
જો ધનની ઇચ્છા ધરો, તો ખરૂં માની ખચિત,
મહા સમુદ્ર મથન કરો, એજ અનાદી રીત.
પ્રયાણ કરી પરદેશમાં, પરવરી લાંબે પંથ,
કાઢી કળા કોશલ્યના, ગુણીજન લાવો ગ્રંથ.

દલપતરામ.

# અભિમાન.

માણસને અભિમાનથી, મળે ન કદીએ માન,
ઉલટું અપમાન જ મળે, નક્કી ઠરે નાદાન. ૧
અભિમાને દુ:ખ ઉપજે, અભિમાને જશ જાય,
મિથ્યા અભિમાને કદી, જીવનું જોખમ થાય. ૨
કરે વૃથા અભિમાનમાં, કશો મળે નહિ માલ,
જીવરામ સમ જગતમાં, હીણા થાશે હાલ. ૩
આ મિથ્યા અભિમાન છે, ખરી જ ઉંડી ખાડ,
પડે તેહના પંડનાં, હરેક ભાગે હાડ. ૪
અરે વૃથા અભિમાનથી, સરે ન એકે અર્થ
થાય મનુષ્યમાં મશ્કરી, ઉપજે અધિક અનર્થ. ૫
ઉપજે નહિ અભિમાનથી, અમૃત તણો ઉઘાડ,
અરે વૃથા અભિમાન તો, ઝેર તણું છે ઝાડ. ૬
સ્વાદ નથી સુગંધ નથી, નથી રે પુષ્પ પરાગ,
અરે વૃથા અભિમાન તો, કહીએ કાળો નાગ. ૭
અભિમાનીને અંતરે, સ્વપ્ને પણ નહિ સુખ,
થાય વૃથા અભિમાનથી, દાવાનળ સમ દુ:ખ. ૮
બહુધા ઉપજે બળતરા, અંગોઅંગ અથાગ,
અરે વૃથા અભિમાન છે, અદ્‌ભુત બળતી આગ. ૯
માનો જો મારૂં કહ્યું, કહું તે ધરજો કાન,
ધરી નર તન ધરશો નહિ, મન મિથ્યા અભિમાન. ૧૦
કહુંછું હું અનુભવ કરી, ખરેખરી વળી વાત,

ઉપજે છે અભિમાનથી, ઘડીએ ઘડીએ ઘાત. ૧૧
મિત્ર નથી અભિમાન ગુણ, એ તો ઉગ્ર અરીવ,
મિથ્યા અભિમાને ગયો, જીવરામનો જીવ. ૧૨
જે પામે જન પૂર્ણતા, તે ન કદી ફૂલાય,
પૂરો ઘટ છલકાય નહિ, અધુરો ઘટ છલકાય. ૧૩

દલપતરામ.

## કાલનો ભરોંસો નથી.

"આજ મ્હને અવકાશ ક્યાં? કરીશ કામ એ કાલ;"
જે મુર્ખો આ'વું બકે, ત્હેના હાલ હવાલ.
એક ઘડીપર ભાવ ક્યાં? કોણે દીઠી કાલ?
કાલ કાળ લઈ આવશે, ઉડી જશે વરાળ.
તરિઓ તે તુજ બાપનું, આગળ ઘોર અખાત,
વાટ જોઇ બેસી રહે, રહીશ ઘસતો હાથ.
ભવ પાણી આવી ચઢે, તરવું અતિ મુશ્કેલ,
મોજાં ચઢશે જોસથી, સમજ વેઠીઆ બેલ.
નહિ કરતો તું વાયદા, કરજે સઘળું હાલ,
ભુંડા ભવિષ્યના પેટમાં, ગુપ્ત કાળ વિકરાળ.
જે કરવું તે આજ કર, કાલે શો અવકાશ,
વધુ કામ કાલે નડે, આજ તણી સુણ આસ.
ટુંકી મુદત માનવી, નિત્ય માગણી થાય,
વધે કામ ક્ષણ ક્ષણ જવે, આયુષ ઘટતું જાય.

માટે માગે સુખ જો, બન્ને ભવની મ્હાંય,
કાળ ભરોંસે ના સુઇશ, કર જે હમણાં થાય.
અગવડથી સગવડ મળે, દુઃખ વેઠ્યે સુખ હોય,
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય.
ઘસડી જઈ આ ઘર મુકી, પુછશે જમ જવ સવાલ,
જવાબ શો એ રામ દે, કીધા કામની કાલ.

મલબારી.

## ધનવાદી અને વિદ્યાવાદીનો સંવાદ.

### પ્રથમ ધનવાદી બોલ્યો.

છપ્પા.

જરને વશ છે જગત, રાય પણ જરથી રીઝે;
જુવતી જર વશ હોય, લાભ પણ જરથી લીજે.
જર સજ્જન સનમાન, જરે જશવંત કહાવે;
જરથી પામે જોખ, સતી શુભ કુળની આવે.
જરનુંજ જગતમાં જોર છે, દુરિજન જરે નમે સહુ;
શામળ કહે છે જર જોરથી, બાપો એમ કહે બહુ.
જર માતા ને તાત, જાત તે જરથી જાણો;
ડહાપણ પણ છે દામ, દામ રાજા ને રાણો.
સગાં સહોદર સર્વ, દ્રવ્ય વણજે વેપારી;
રંગ ને રૂપ અનૂપ, દ્રવ્ય તે ધીરજ ધારી.

સૌ જગત વસ્યું છે જર થકી, ગરથમાંહિ ગુણ બહુ ગણ્યું;
શામળ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જર તણું.
વિપ્ર ભણે છે વેદ, જઇ જરને તે જાચે;
સાધક ને વળિ સિદ્ધ રૂદે જરથી તે રાચે;
શૂરા બાંધે શસ્ત્ર, જરથકી તે કર જોડે;
અનમી અને અહંકારી, હાથ જર આગળ ઓડે.
ગામી નામી અને મહિપતિ, જરને વશ વરતી રહે;
શામળ કહે છે સંસાર સૌ, દમડાને ડાહ્યો કહે.
જરથી પામે જોખ, જરે ઇંદ્રાસન આણે;
જરથી જગ જીતાય, જરથકી મોટમ માણે.
જરથી લાખ કરોડ, હોડ હઠીલા હારે;
જરથી રાજ્ય સ્થપાય, જરે ઝાઝાને મારે.
એમ જગત વશ્ય છે જરતણે, ચિંતવે તેવા ગુણ ગણે;
જગદીશ ઈશ વશ જર તણે, શામળ ભટ સાચું ભણે.
ધણો જેહ ઘર ગરથ, રૂપ તેને ઘેર રહે છે;
ધણો જેહ ઘર ગરથ કુલીન પણ તેને કહે છે.
ધણો જેહ ઘર ગરથ રહે વશ તેને રાજા;
ધણો જેહ ઘર ગરથ, સુજશ બોલે જન ઝાઝા.
જર તો છે જીવનથી અધિક, બુદ્ધિ નિધાન પ્રાક્રમ બહૂ;
શામળ સેવક શ્રીમંતના, શત પ્રકાર શોભિત સહૂ.
જર વિના જે જોખ, શોખ તે તો નહિ સાચો;
જર વિણુ તનમાં પ્રાણ, કહું કરતુ તે કાચો.
જર વિના જે રૂપ, દેહ કુરૂપી કૂડો;
જર વિણુ મંદિર માલ, ભર્મ રાખે તે ભૂંડો.

જર વિણુ ડહાપણુ છે જેટલું, તે ઘેલાપણ જાણવું;
શામળ કહે સઘળી ચીજ તે, જગમાં જર પરમાણવું.
જરથી શોભે સર્વ, વેદના જરથી વામે;
જરથી જીતે ન્યાય, જરે મનવાંછિત પામે.
જરથી સગપણ સાથ, કરે જરથી સૌ કાજે;
જર જોડાવે હાથ, જર થકી સરવે લાજે.
જર તરણાનો મેરૂ કરે, રાજ્ય અપાવે રંકને;
કવિ શામળ કહે છે જરથકી, પામર લૂટે લંકને.
ગાંઠે જેને ગરથ, ભલી તે વિદ્યા ભણિયો;
ગાંઠે જેને ગરથ, રહે નહિ કોઇનો રણિયો.
ગાંઠે જેને ગરથ, તેજ પંડિત છે પૂરો;
ગાંઠે જેને ગરથ, તેજ છે સામદ શૂરો.
વળિ ગાંઠે જેને ગરથ છે, પરાક્રમી પરમાણવો;
શામળ કહે છે સંસારમાં, જર વિણ મૂરખ જાણવો.
જર છે સૌનો જીવ, જરે લે મહાસુખ માણી;
કરે પરાણે પ્રીત, રંક રાજા ને રાણી.
જર વશ બધું જગત, જરે જુવતી વશ થાય;
જર આગળ કર જોડી, રહે મોટા ઋષિરાય.
જર જંગલમાં મંગળ કરે, જુગતી સરવે જોગવે;
શામળ કહે ધનથી ધનપતી, ભારે સુખ તે ભોગવે.
ડહાપણ દમડામાંહિ, રહે દમડામાં યારી;
દમડામાંહી રૂપ, ભેદ દમડામાં ભારી.
જો દમડામાં જોર, રહે વશ થઇને રાજા;
દમડે ઉંચ અધિકાર, ગુણ દમડામાં ઝાઝા.

દમડો છે મોંઘો દેવને, વણુ દમડે સૌ વામણાં;
શામળ કહે છે દમડાતણાં, ભાત ભાત ભેઉં ભામણા.
જર દેખી જશવંત, ગુણુ ને જ્ઞાન ગમાવે;
ધન દેખી ધનવંત, નીચને શીશ નમાવે.
સોનું દેખી શ્રીમંત, કપટનું કામ કરે છે;
ગરથ દેખિ ગુણુવંત, હેતથી હાથ ધરે છે.
રાજા કે શું રાંકની નિર્મળ કુળની નારિયો;
શામળ કહે છે સત્ય જાણજો, જર દેખી કરે જારિયો.
શૂર કપાવે શીશ, ચતુર ચાકરી ચહાયે;
નાચે છે નૃત્યવંત, ગીત ગુણિજન થઇ ગાયે.
વિદ્યાવંત વિદેશ, જાચવા કારણ જાયે;
મજુર વહે શિર ભાર, કષ્ટ કાશઠ સહે કાયે.
જે જે ઉપાય અન્યાય જે, બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે.
જર પાખી જગમાંહિ, મોજ એકે શી માણે;
જર પાખી જગમાંહિ, આપ અક્કલ શી આણે.
જર પાખી જગમાંહિ, સ્વાદ એકે નવ સૂઝે;
જર પાખી જગમાંહિ, બડાઇ કશી ન બૂઝે.
જર પાખી તો જખ મારતા, ફરે બિજું બૂઝે બહુ;
શામળ કહે છે જર જોરથી, શુભ વાતો સૂઝે સહુ.
દમડા પાખી દરિદ્ર, કુલિન તે કિંકર કહાવે;
રિદ્ધિવિના તે રંક, પ્રતિષ્ઠા માન ગમાવે.
વિદ્યા અને વિવેક, દામ આગળ સૌ ડૂલ્યા;
જે જે કરવા જાય, ભરમ તે સરવે ભૂલ્યા.

જે શૂરપૂર શાણા ઘણા, વપુ વરણાગી વાંકડા;
શામળ કહે સૌ સંસારમાં, રિદ્ધિ વિનાના રાંકડા.
જેને જરનું જોર, જુલમ ઝાઝો કરિ ઝુઝે;
જેને જરનું જોર, બિજાને તે નવ બૂઝે.
જેને જરનું જોર, અહંપદ અતિશે આણે;
જેને જરનું જોર, જગત ઉજડ તે જાણે.
વળિ જેને જરનું જોર છે, છાક્યો રહે અમલે અતી;
શામળ કહે છે સદબુદ્ધિ વણુ, રૂડું ન થાય તેથી રતી.
બે હાથીનું જોર, બાહુ બે આંહિ બિરાજે;
વાઘ સિંહની પેર, ગરથ ગાંઠે તે ગાજે.
ભુખ તડકો કે ટાઢ, નહી જર પાસે જાય;
બ્યંતર ભૂત કે પ્રેત, કદી ચેટક ન ચહાય.
મન મદીરા સેર સત્તાતણી, કેફ સદા આવી વશે;
શામળ કહે દુખિયો દુઃખ કહે, જરવાળો હેડે હસે.
નિરધન બોલે સત્ય, કહે જરવાળો જૂઠી;
નિરધન ગાણું ગાય, જાય જરવાળો ઉઠી.
હાહા કરે સઉ લોક, વદે જરવાળો જૂઠું;
રિદ્ધિ ઉપર સઉ રાજી, રિદ્ધિ પાખી સઉ રૂઠું.
ચોદ વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહે;
વળિ કર્મ ધર્મ ને શર્મ સઊ, કવિ શામળ જરને કહે.

## દોહરા.

દશધા દરિદ્ર ઘર વિષે, દરિદ્ર ઘર ઘરસત્ર;
અર્થ સરે ક્યમ ગર્થ વિણ, પરણે ક્યાંથી પુત્ર.

શું કરે વિદ્યા બાપડી, શું કરે રૂડું રૂપ;
લક્ષણ સૌ લક્ષ્મી વિના, પડે કારમે કૂપ.
શું કરે બિચારૂં શાણપણ, કરે શું વારૂ વર્ણ;
ધન વિના ધાતો ફરે, તુચ્છ છેક જ્યમ તર્ણ.
જેવું સુખ શમણા તણું, નહીં મૂળ નહિ ડાળ;
મનોરથો નિરધન તણા, સરવ આળ પંપાળ.
દરિદ્ર સરખું દુઃખ નહિ, શ્રીમંત સમું નહિ સુખ;
લક્ષ્મીવંત લીલા નહિ, ભાગે ભારે ભૂખ.
લાયક સૌ લક્ષ્મીવડે, લક્ષ્મી પાખી લીન;
જર વિણ જશ જીતે નહિ, દેહ દામણા દિન.
લક્ષણ બત્રિશ લક્ષ્મી વિના, શબવત્ સર્વે શૂન્ય;
બોતેર કળા બેસી રહે, નિર્ણય કરતાં ન્યૂન.
દરિદ્ર હોય ડાહ્યો ઘણો, ગાતાં આવડે ગાન;
એ ગુણ કોઇને નવ ગમે, કહે શીદ ફાડે કાન.
મેલો મલિન હિંડે ઘણો, દઢ ગાંડે હોય દ્રવ્ય;
વિશ્વ વખાણે તેહને, સાદો કહે જન સર્વ.
કોશરિયો ને કુલક્ષણો, કાયર કપટી કૂડ;
જર હોયે જશ દે સહુ, પરાક્રમી એ પ્રૌઢ.
વેદ પાત્ર વિદ્યા નિધી, સકળ શોભાવે સાથ;
લક્ષ્મીવંત આગળ જઇ, હેતે જોડે હાથ.
જોરાળા જમ દૂતથી, ધારાળા મહા ધીર;
જર કારણ જશ ગાય છે, સોંપે શીર શરીર.
કવિતા હોય સવિતા સમો, નૌતમ નામ ગણાય;
લોભે લક્ષપતિ કને, જર જાચણ તે જાય.

નગરતણો હોય નરપતિ અનમી કરે સહુ અર્જ;
ક્રોડપતિને કરગરે, કાઢવા માગે કર્જ.
કળાવંત કળા કરે, ગુણ રૂડા સહુ ગાય;
રાગ સંભળાવી રીઝવે, જરપતિ પાસે જાય.
વાંકા ને વરણાગિયા, ફેકટ મારે ફૂલ્ય;
મૂકે પુત્ર મોસાળમાં, ધન વિણ ડહાપણ ધૂળ.

---

## હવે વિદ્યાવાદી બોલ્યો.

### વિદ્યા વિષે છપા.

સદવિદ્યાજ સુવર્ણ, શરણ સદ્વિદ્યા સત્યે;
સદવિદ્યાથી સ્વર્ગ, વીખ ઊતારણ વિત્તે.
સદવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી.
સદવિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી.
સદવિદ્યાને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાં શી મણા;
શામળ કહે સદવિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા.
લક્ષપતિ તો લાખ, દિહા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે.
કુળ પણ હોય કલંકિ, જોર જોતાંમાં જાયે;
જોબન પણ વહિ જાય, વંશ નિર્વંશી થાયે.
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી;
મોટા પુરૂષો મન માનજો, સદવિદ્યા શુભ સહુ થકી.
મુકાવે વિદ્યા માગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે.

વિદ્યામાંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહનિ જાણી.
સદવિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદવિદ્યા આગળ ધન કશું, વિદ્યાહિન જન તે પશુ.
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા;[1]
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા.[2]
પંડિત આગળ મૂઢ, રાય આગળ જયમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટાંકાં.
છે પંડિતમાં પ્રાક્રમ[3] ઘણાં, પંડિત સઉ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.
મૂરખને વાહંન, પંડિત અણુવાણો ચાલે;
મૂરખને મોતિહાર, પંડિત કુસમાળા ઘાલે.
મૂરખને બહુમાન પંડિત કહિ ગરીબ કહાવે;
મૂરખને અલખત મોજ, પંડિત ખડ ધાન્યજ ખાવે.
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતા તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, શામળ જો પરીક્ષા કરે.
મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકલ અધૂરે.
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મૂર્ખ ન લેખામાંહિ, નહિ પંડિતને તોલે.
જે હંસ મધ્ય બગલાં પડયાં, કારણ શું જાણે કશું;
કવિ શામળ કહે સાચું કહ્યું, વિદ્યા વણ તે નર પશુ.

---

૧ બગ્ગા—બગલા. ૨ કગ્ગા—કાગડા. ૩ પરાક્રમ.

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પુર, મહિપતિનો માનીતો.
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે;
પંડિતને સનમાન, માન અનમીનાં મોડે
જે અગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, શામળ ભટ સાચું કહે.

## સુદામા ચરિત્ર.

(રાગ પ્રભાત.)

જદુપતી નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે.
જદુપતિ.

ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણાં;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂણ્યા.
જદુપતિ.

જદુપતિ જાદવો ભક્તિવશ માધવો, કરશે કરૂણા પ્રભુ દીન જાણી;
ગોમતી સ્નાનથી કોટિ અઘ નાસશે, નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી.
જદુપતિ.

કૃષ્ણને હળિમળી, શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી.
જદુપતિ.

૨

સાંભળો ભામિની, કાનધરિ કામની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે મહિપતી માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી.
સાંભળો.

દિવસ ઝાઝા થયા, બાલપણને ગયા, નરપતિ નવ પ્રિછે પ્રીત જુની;
દુર્બળ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકસી ખોટી ચુની.
સાંભળો.

ઉગ્રસેન અક્રુર, ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરૂદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જયહાં, ઉભો રહીશ ક્યાં, કોણ આવી મ્હારો હાથ સહાશે.
સાંભળો.

જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણ વદતો થકું, ધમણ ધમતો રહું સ્વાસો સ્વાસે.
સાંભળો.

માન બેસી રહો, સુખ દુઃખ સઉ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુરિજન લોક તે, છોને લવતાં રહે, નરસૈંના સ્વામિનું બિરદ મોટું.
સાંભળો.

૩

સ્વામિ સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે, ભક્તિ ભૂધર તણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી.
સ્વામિ.

નથી હરિ વેગળા, ભક્તિ ભાવે મળ્યા, રાય ને રંક તે એક ઘાટે;
લખપતિ કોટિ ધ્વજ, મન નાણે રતિ, થક સરિખા ત્યાંહાં નહિરે સાટે.
સ્વામિ.

બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણિને સૂધ લેશે
પ્રીતની રીત તે, જાય નહિ વીસરી, બાળ લીલા તણાં ચરિત્ર કહેશે
સ્વામિ.

"નથિ કાંઇ ઓઢવા, ભેટ લઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત નથી આપણું, વદન લજામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામી."
સ્વામિ.

૪

વિનંતી વળી કહું, ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધ્યો;
જાણશે થોડે ઘણું, ભાવ ભોજનતણું, ધન્ય કૃષ્ણસુ સ્નેહ સાંધ્યો.
વિનંતી.

ભિલડીનાં બોર તે, ભાવે આરોગિયાં, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદૂરની, ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોંતરૂં પાછું કીધું.
વિનંતી.

પેરે પેરે પાંડવ, કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઇ દુષ્ટ તાર્યાં;
ઊંચ ને નીચનું, એને છે પારખું, પતિત અધર્મી કંઈ કોટિ તાર્યા.
વિનંતી.

ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઊભો રહે, ભક્તના મન તણો ભાવ જાણે.
વિનંતી.

જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંહે ઝાલ્યો.
વિનંતી.

૫

ચાલિયો વાટમાં, જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સફલ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો.
ચાલિયો.

માગવું મૃત્યુ પ્રમાણુ છે પ્રાણિને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબલા, સૂખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે.
ચાલિયો.

માગિયું મેં નથી, શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિ નાથે મને રંક સરજાવિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો.
ચાલિયો.

આવી ઉભો રહ્યો, કંઠ ગદગદ થયો, કોટિ સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉ દયા આણિને, હરિજન જાણિને, પોળિયે જઇ કહ્યું કૃષ્ણ પાસે.
ચાલિયો.

મંદિરે તેડિયા, ચાલિને ભેટિયા, ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;
હેમ સિંહાસને, લેઇ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં.
ચાલિયો.

તેલ ફૂલેલ મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે, ચરણોદક શીશ લીધું.
ચાલિયો.

પુનિત પિતાંબર, પેહેરવા આપિયું, કનકને થાળે પકવાંન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સિધ્યાં.
ચાલિયો.

કૃષ્ણ પલંગપર પોતે પધરાવિયા, દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં.
ચાલિયો.

૬

ભાગ્ય જોજો બાઇ, કૃષ્ણ ભિક્ષુકતણું, રુકમણિ આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે.
ભા.

આ કૃપણ રૂપ તે, પ્રગટિયું ક્યાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફૂટયો;
ત્રિભુવનને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો.
ભા.

અંગ અતિ કમકમે, ધમણ મ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતુક હરી, દેહ દશા ધરે, કૃપણ તે કૃષ્ણ તે સંગ સૂતો.
ભા.

પહોડીને ઉઠિયા, સ્નાને બેસાડિયા વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોર તે પાણી પીધું.
ભા.

શ્રી મુખે બોલિયા. કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલ ગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો.
ભા.

ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની, શુદ્ધ લીધા નહી, કામની કેફમા હું જ ડૂલ્યો.
ભા.

સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિશે આપણે, સર્પણ બાંગતાં મેઘ આવ્યો.
ભા.

અન્ન લીધા વિના, ભૂખ્યા બેશી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું છે કે, વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી.
ભા.

ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું બાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી.
ભા.

૭

છપ્પન ભોગ જ્યાં, ફવણ તાંદુલ ત્યાં, આપતાં ઊર સંકોચ આવે;
જે રે જો એ તે, આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છ.
(પણ) ધાઈ લીધા હરી, મૂઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિવા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો, રુકમણિ કર ઝલ્યો શીશ નામી. છ.
એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂંઠી ભરતાં. છ.
વનિતા વચન તે, વિપ્ર સમજ્યો નહી, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું, ભૂખનાં દુઃખની ભીડ ભાગી. છ.

૮

વિપ્ર ચાલ્યા વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહિ, ત્રિઠ જાણી નહી, તે તણા શોચ હૃદયે ધરતો.
વિપ્ર.

અષ્ટ મહાસિદ્ધિ તણી, રિદ્ધિ નવ નિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામની કથને હું, દ્વારિકાં આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી.
વિપ્ર.

બાલ ગોપાલ જે, વાટ જોતાં હશે, તેહને જોઇ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું.
વિપ્ર.

એમ ચિંતા કરે, નેત્રથી નિર ઝરે, કર્મની વાત મનમાંહિં ધારી;
નરસૈંનો નાથ તો અતિ ઘણો લોભિયો, પી ંબરી પણ લીધી ઉતારી.
વિપ્ર.

૯

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પહોંચાડિયા, આજ અંબરીષથી અધિક કીધું.
ધન્ય.

કનકને આસને, મુજને બેસાડિયો, રુકમણિ કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી કરી હરી, ચરણ તલાસિયા, ખટ રસ ભોજન ખાંતે ખાતાં.
ધન્ય.

બાલપણાંતણો, સ્નેહ નવ વિસરીયો, મિત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળી મળી, માન દીધું મને, રંક બેસાડિયો કનક માંચી.
ધન્ય.

ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્ન જડિતં મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આહિં લાવ્યો.
ધન્ય.

કનકની ભૂમિને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે.
ધન્ય.

સપ્ત નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રુપાળી;
સોલ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી.
ધન્ય.

સહસ્ત્ર દાસી મળી, દીશે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામીરે સ્વામી હું, દાસી છું તમ તણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી.
ધન્ય.

ગોમતી સ્નાન કરી, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તેથકી સમૃદ્ધિ આ, સકલ તે સાપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું.
ધન્ય.

કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચ્ચરતા રજ વીતી ગઇ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી.
ધન્ય.

# મહેતાજીના અને ઢેડલોકના પ્રસંગ વિષે.

---

## પદ ૪ થું.

ગીરિ તલાટી ને કુંડ દામોદર. ત્યાં મેહેતાજી નહાવા જાય;
ઢેડ વરણનાં દઢ હરિભકતી, તે પ્રેમ ધરિને લાગ્યા પાય; ગીરિ૰
કર જોડીને પ્રાર્થના કીધી. વિનતિતણાં બહુ વધારે વચન;
મહાંતપુરૂષ મારિ અરજ એટલી, મારે આંગણે તમે કરો કિરતન; ગીરિ૰
પ્રેમ પદારથ અમો પમિયે વામિયે જન્મ મરણ જંજાળ;
કર જોડતામાં કરૂણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમદયાળ; ગીરિ૰
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદષ્ટીને સર્વ સમાન;
ગોમૂતર તુળસીસ્થળ લીંપજો, એવું વૈષ્ણવે આપ્યું વાકયદાન; ગીરિ૰
મેહેતાજી નીશાયે આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઉછવ;
ભોર થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સઊ વૈષ્ણવ; ગીરિ૰
ઘેર પધાર્યા હરિ જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ; ગીરિ૰

મોન ગ્રહીને મેહેતોજી ચાલ્યા, અધ ધરાને શો ઉતર દેઉં;
જાગ્યા લોક નર નારી પૂછે, મેહેતાજી તમે એવા શું; ગીરિ૦
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેક વિચાર;
કર જોડીને કહે નરસૈયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગીરિ૦

## અભિમન્યુ સુભદ્રાને.

### પદ રાગ મેવાડો.

મને બાલુડો ન કહેશો મારી માવડીરે. ટેક.
મા બાળે કાને જળમાં પેશી નાથ્યો કાળી નાગરે;
મા બાળો વીંછી કેટલો, બધે અંગે ઉઠે આગરે. બા૦
મા બાળો મેઘજ કેટલો, તે તો નીર ભરે નવખંડરે;
મા બાળો વજ્જ કેટલો, તે તો પર્વત કરે શત ખંડરે. બા૦
મા બાળો દિનકર કેટલો, બધો અંધકાર પામે નાશરે;
મા બાળો સિંહજ કેટલો, તેથી હસ્તિ પામે ત્રાસરે. બા૦
મા બાળો મંકોડો કેટલો, તે તો ખીજ્યે કરડી ખાયરે;
મા મુકાવ્યો મુકે નહિ, તાણ્યો તુટી જાયરે. બા૦
મા બાળો હીરો કેટલો, પણ તે તો એરણને વેધેરે;
મા બાળો નોળજ કેટલો, વડા વશિયરને તે છેદેરે. બા૦
મા બાળો અગ્નિ કેટલો, તે તો દહે બાળું વનરે;
મા બાળો તે નવ જાણિયે, જે આખર ક્ષત્રી તનરે. બા૦

## સાખી.

અતિ સ્નેહી ને બહુ રણી, જેને વેર ઘણાંય;
સુખે ન સુએ માવડી, તે તો ત્રણ જણાંય;
નિર્ધન ને વળી બહુ ધની, જેને વેર ઘણાય;
સુખે ન સુએ માવડી, તે તો ત્રણ જણાય.

## નાગદમન.

જળ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે ત્હને મારશે, મ્હને બાળહત્યા લાગશે. ટેક.
કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે ત્હારા વેરીએ વળાવિયો;
નિશ્ચે ત્હારો કાળજ ખુટયો, અહીંયાં તે શીદ આવિયો. ૧
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હારિયો. ૨
રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો;
ત્હારી માતાએ કેટલા જણ્યા, તેમાં તું અળખામણો. ૩
મ્હારી માતાએ બેહુ જનમિયા, ત્હેમાં હું નટવર ન્હાનડો;
જગાડ ત્હારા નાગને, મ્હારૂં નામ કૃષ્ણ કહાનડો. ૪
લાખ સવાનો મ્હારો હાર આપું. આપુંરે તુજને દોરીઓ;
એટલું મ્હારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ. ૫
શું કરૂં નાગણ હાર ત્હારો, શું કરૂં ત્હારો દોરીઓ;
શાને કાજે નાગણ ત્હારે, કરવી ઘરમાં ચોરીઓ. ૬
ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો;

ઉડોને બળવંત કોઇ, બારણે બાળક આવિયો. ૭
બેઉ બળિયા સાથે વળગિયા, કૃષ્ણે કાળીનાગ નાથિયો;
સહસ્ર ફેણ ફુંફરે જેમ, ગગન ગાજે હાથિયો. ૮
નાગણ સો વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઈ જાશે, પછી નાગનું શીશ કાપશે. ૯
બેઉ કર જોડીને વિનવે, સ્વામી! મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. ૧૦
થાળ ભરી સો મોતીએ, શ્રી કૃષ્ણને રે વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. ૧૧

નરસિંહ મહેતા.

## વૃદ્ધ માતા.

બાપુ! તું તો ક્યમ ભટકવા દૂર ચાલ્યો! અરેરે!
તારી માતા, તુજ મરી જતાં ઝુંપડી કેમ ત્યાગી!
સંદેશો એ કંઇ નવ મળે! કાગળો કાંઇ ના ના!
આશા રાખી ઘડી ઘડી અરે! વર્ષ મેં આઠ ગાળ્યાં!
આશામાં તો ભય બહુ અને ભોળવે છે મને એ!
શું એ કાયા ભડભડ થતી બાળી નાખી ચિતાએ!
તારૂં મૃત્યુ કદિ થઇ ગયું તોય હું કાં અજાણી!
રે! જાણ્યું તો દુઃખ મુજ બધું શાન્તિ પણ નિવારી!
ના ભીંજવું નયન જલથી નામ તારૂં પછી હું,
ના આપે આ હૃદય ઠપકો પાપથી એ બચે તું;

કૈં વિચારો હૃદયગમતા આવીને ઉડી જાતા!
બાપુ! આવું તિમિર કદિએ કોઈ દિને હશે નાં!
નાનું બચ્ચું રમત કરતાં ચીસ પાડે અજાણ્યે,
શું જાણે કે ફડફડી ઉઠે માતનો જીવ ત્યારે?
તું તો મોટો પણ જરૂર કૈં બાલબુદ્ધિ રહી છે!
તારી માતા તુજ વિણ દુઃખી કેમ જાણી શકે એ?
શું એ તારૂં હૃદય કુમળું કોઈ કન્યા મહીં છે?
આ ડોશીને હૃદય તુજ શું બાઇ! ભૂલી ગયું છે?
બાળ્યું મારૂં હૃદય બહુ એ, બાઇ બૂરા વિચારે,
મારૂં હૈયું તુજ શિર નહીં દોષ એ કો દી દોજો.
વ્હાલા! તારૂં મુજ સમ હશે દગ્ધ હૈયું કદાપિ!
ના વિસામો તુજ હૃદયને, બાપલા! કૈં કદાપિ!
લક્ષ્મી કીર્તિ, પ્રણય, સહુની વ્યર્થ આશા થઇ શું?
ગાંડોઘેલો થઈ ભટકતો જંગલે તું હશે શું?
એવો તોયે ડરીશ કહિ ના માતની ઝુંપડીથી,
કાલોઘેલો નિરખીશ તને, બાપુ! હું આંસુડાંથી;
આ મોટાઇ જગતની મને કાંઇ વ્હાલી નથી, હો,
મારાં ઘેલાં મુજ હૃદયને ડાહ્યલાંથી વધુ, હો!
જે ધંટીને દળી દળી તને પોષતી હેતથી હું,
નાના તારા સહુજ કજીયા પૂરતી કોડથી હું;
હોંશે ધંટી દળીશ ફરી તે જોઈ મેં બાપ! તારૂં.
જ્યાં સુધી હું શિથિલ મુજ આ દેહમાં જીવ ધારૂં.
તારી માની તુજ જિગરમાં રાખજે ના દયા તું,
તારી માની ગરીબ સ્થિતિને માનજે ના દુઃખી તું;

તારૂં માગ્યું દઈશ સઘળું ધંટી એ વેચી નાખી,
રહેજે તું તો જેમ ઠીક પડે આળસુ તેમ, બાઇ!
રે રે બાપુ તુજ બૂમ સુણે કેહની શું દિગન્તો?
કે કોઇવા જખમી થઇને એકલો, ભાઇ! સૂતો?
કે ફેંકાયો વન મહીં દૂરે સિંહની કો ગુફામાં?
શું એ હાડો વિખરી પડી સૌ શ્વાસ લેતાં હશે ના?
કે સિંધુમાં ગરક જ થયો સોબતી સર્વ સાથે?
જ્યાંથી કાંઇ ખબર કદિ એ પાઠવી ના શકાયે!
બાપુ! બાપુ! મમ હૃદય તો આંધળું છેક થાતું!
કેવી રીતે તુજ સ્થિતિ તણી વાત રે! મેળવું હું?
આંહીં ત્યાં મેં ભટકી ઘસવી ડાંગ છે, બાપુ! મારો,
રસ્તા સર્વે નયનજલથી ભીંજવી આંખ ખોઇ;
મ્હોં જોવું છે મુજ જીવિતનો અન્ત આવી પહોંચ્યો,
આ ડોશીનું મુખ નિરખવા બાપ! તું આવજે હો!
તારૂં મૃત્યુ થયુંજ સમજી ભૂલને શોધતી હું!
જૂઠી આશા મૃત સહ નકી વાત ના થાય, બાપુ!
ના તો તેને કયમ મળી નહીં નિત્ય તુંને જપીને
તારે માટે રડી તલસી જે શેર લોહી સૂકાવે?
કમ્પે છે આ દિલ જરી સળી ઘાસની કંપતાં, ને
દોડે છાયા ઘન તણી અને દિલ મારૂં ડરે છે!
ઘેલું મારૂં દિલ કંઇ કંઇ પૂછતું વાત તેને,
ને અન્તે એ વધુ દુઃખી બની ઊંઘતું કે રડે છે!
ભાસે છે આ જગત સઘળું કૂર બાપુ! મને તો!

તારી ના તે નીરસ સઘળી વાત, બાપુ! મને તો!
આવે છે સૌ મુજ ઘર મહીં જોઈતું આપવાને.
કિન્તુ મારા દરદપર ના કોઈને કૈં દયા છે.

ક્યાં સંતાયો? પ્રિય પ્રિય અરે! આવને આવને તું!
તું વિના આ જગતપર છે કોઈના મિત્ર મારૂં!
ના આવે તો સમજણ મને કાંઇ ના આપશે શું?
શું દેવે ના કંઈ પણ દયા રાંકની લાવશે શું?
બીજાને તો જરૂર સુખડાં શોધતાં હાથ લાગે,
મોટાં તોયે જરૂર વિરમે સર્વ તોફાન અન્તે;
પાપી એ સૌ સમય વીતતાં પાપની માફી પામે,
એ શાન્તિ શું કદિ પણ મને આપશે ના પ્રભુએ?

ક્યારે મારી દુઃખની કરશે ક્રૂર શિક્ષા અરેરે!
ક્યારે તારૂં મરણ સુણતાં મૃત્યુ થાશે? અરેરે!
સૂકાયું આ રૂધિર સઘળું તોય ના જીવ જાતો!
જૂઠી આશા ઉપર જીવ આ કેમ વીંટાઇ રહે છે?
વીતેલો આ સમય મુજને સર્વ ચોક્ખું કહે છે,
ના ના, બાપુ! મુજ મગજમાં કૈંજ શંકા રહી છે;
શ્વાસે શ્વાસે કયમ હજુ જપે તોય આ દિલ મારૂં,
"બાપુ! બાપુ! પ્રિય પ્રિય અરે! આવને આવને તું!"

કલાપીનો કેકારવ.

# વરસાદને સાદ.

---

## સોરઠા.

૧

બળબળતે અંગાર, માંડ ઉનાળો ઉતર્યો;
ત્હોયે જીવનદ્હાર, હજુ ન આવ્યો મેહુલો!
પોતાનાંની બ્હાર, વ્હાલાં જન વિણ કોણ લે?
લગાડ કાં તું વાર, હજુ આવતાં? મેહુલા!
ચોમાસાના કોલ ત્હેં આપ્યા, તે સાંભરે;
સંગે રહી રસબોળ બનિયે આવો, મેહુલા!
ઉભો રહી અબોલ, તન્મનાટ અમ તાગતો;
હોય ન એવા કોડ, સુકાય જ્યાં જીવ મેહુલા!

૨

આવ, અરે વરસાદ! ઘેઘનિયાજ પ્રસાદ દે,
સુકાય છે અમ સાદ, તને પુકારી, મેહુલા!
જોઈ જોઈ તુજ વાટ, આ અમ ડોક રહી ગઈ;
દિન દિન વધે ઉચાટ, કાળજ ફટકે, મેહુલા!
મ્હેંગામણ મ્હેમાન! વરસ દિયે બસ! અવતો;
તુજ પગલે રસલ્હાણ, અમે મ્હાણિયે મેહુલા!
દાના દિલદરિયાવ! અમ જગને તું આવતાં;
પ્રાણદાનના લ્હાવ, લેતા શિખિયે; મેહુલા!

૩

'મે' 'મે' જપતાં માળ, સુકાયાં મ્હોંનાં અમી,

ઉડતો દિસે અકાળ, કાં દેખા દઇ મેહુલા
આ તો આડે આંક, તુજ અબોલા આજના!
વ્હાલાં કેરા વાંક, ક્યમ વસાડિયે? મેહુલા!
નરવે ઘેરે નાદ, આવ હસી બોલાવને!
સ્વજન તણો તો સાદ, ઉર ઉભરાવે, મેહુલા!

૪

તુંમાં ઉંડી આશ, તુંમાં અમ વિશ્વાસ હો;
મૂકાવ હેઠો શ્વાસ, આંગણું આવી, મેહુલા!
કાળે કાળ દુકાળ, અનાથ જીવ ઉભા બળે;
આગળની એ વાત, આવ ભૂલવવા! મેહુલા!
એક તાહરી છાંય, ઓથું અમને આપતી;
બળ્યાં ઝળ્યાંની બ્હાંય, ધરિયે! બાપુ મેહુલા!

૫

દિલભર દિલના ભાવ, સંભારીને સંચરો!
ન આણિયેજ અભાવ, અધીન જનપર, મેહુલા!
મોતીડાના મેહ, વણમાગ્યા વરસાવતો
કાં તું તેનો તેહ, ટળવળાવતો? મેહુલા?
દેખા દે છે દેવ, દાતાના જ દિદારમાં!
મન બણિયે તુજ દેહ પ્રભુ પરખાવો, મેહુલા!

લલિત.

# અરુણોદય.

ઘણો કરે છે નિધિ ઘૂઘવાટ, આજી રહ્યો છે બહુ સર્વ ઘાટ.
જાણે ગયું પુત્રનું રાજપાટ, કોપે કરે ગર્જન એ જ માટ.
પંખી મધુરા સ્વર ઉચ્ચરે છે, જુદી જુદી જાત અનેક જે છે.
જાણે થશે આજ નવીન રાય, ગાંધર્વ ત્હેના ગુણ ગાન ગાય.
જનો સ્તુતિ ઈશ્વરની કરે છે, માહાત્મ્ય ત્હેનું મનમાં ધરે છે.
જાણે રવિનું શુભ રાજ્ય જાગે, પ્રભુ સમીપે સુખ એમ માગે.
ઉઠ્યા જનો અંચળ અલ્પ દીસે, જામો ન અંગે નહિ પાઘ શીશે,
જાણે થતાં એ નૃપની લ્હડાઈ, લોકો તણી લક્ષ્મી ગઈ લૂંટાઈ.
રહે કુભાર્યા પતિ સાથ રૂઠી, પ્રભાતમાંથી લડતી જ ઉઠી,
સુરાજ્ય થાતાં પણ બંડખોર, સુખે ન બેસે ઠરીને નઠોર.
પતિવ્રતા કામ પવિત્ર જાણી, વદે પતિ આગળ પ્રેમ વાણી,
સુરાજ્યનો જોગ રૂડો જડે છે, સુજાણ સંપી સુખ ભોગવે છે.
શેહેરમાં માર્ગ જળે સિંચાય, જેથી પુરીમાં ગરદી ન થાય,
જાણે રવિદૂત તણી સવારી, પધારશે જાણી પુરી સુધારી.
રાતે રહેલા જન ચોકીદાર, ત્હેમાં કરે નાયક ફેરફાર.
જાણે જૂના રાય તણા સિપાઈ, વિદાય કીધા નવી ફોજ ધાઈ.
દેવાલયોને વળી રાજ્યદ્વારે, વાજાં તણા ઘોષ ઉઠે સવારે,
જાણે પ્રજાએ સુણીને વધાઈ, સામા જવાની કરી છે સજાઈ.
મૂક્યાં ઉઘાડાં પુરદુર્ગદ્વાર, પ્રવાસીઓ પંથ પળે અપાર,
છૂટે જીવોનો જઠરાગ્નિ વાસ, હરે ફરે જેમ કરે વિલાસ.
પ્રવાસીઓ જાય અનેક રસ્તે, પ્રવાહની પેર દીસે સમસ્તે,

જાણે રવિથી હિમ પીગળીને, વહી નદીઓ બહુ નીકળીને.
ઉતાવળો કોઇ વહે અગાડી, અગાડી જનાર રહે પછાડી,
પૃથ્વી શનિ આગળ ચાલી જાય, જો જેમ તે વક્ર થયો જણાય.
ઉતાવળો જે જન પંથ ધાય, થાકી રહોને મનમાં મુંઝાય,
ઉતાવળો થાય હરેક કામે, તે જેમ ત્હેમાં નહિ સિદ્ધિ પામે.

દલપતરામ.

## રાત્રિ.

( શાર્દુલવિક્રીડિત છંદ. )

અંધારૂં થયું પાતળું નભ ત્રિશે, તારા દ્યુતિ નીતરી,
વીણા તાલ મૃદંગ રાગ તરીને, કાને પડે આ ઘડી.
રાત્રિ આ ઝણણાટ જેમ કરતી, વેગે ઉડી જાય છે,
નિદ્રાની મીઠી પાંખમાં જન બધા, જંપે પ્રશાન્તિ વિષે.

મણિલાલ.

## ધ્રુવાખ્યાન.

### ચંદ્રાવળા.

શ્રીગુરૂ ગોવિન્દને વરણવું, પ્રેમશું લાગું પાય,
આરાધું અવિનાશી એવા, આદિ નિરંજન રાય;
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રુપ,
સૃષ્ટિ નિપાવા થઇ મનસાય, સુભટ થઇ પોઢ્યા જળમાંય. ૧

હરિ જળમાં પોઢ્યા સહિ, શેષ નાગ ઉપર તે જાય,
નારાયણના નાભિકમળથી, બ્રહ્મા પ્રગટજ થાય;
બ્રહ્માના સ્વાયંભૂ તન, તેના પાંચે પુત્ર પાવન,
ત્રણ કન્યા બે પુત્ર વિખ્યાત, પ્રિયવ્રત ને ઉત્તાનપાદ. ૨
ઉત્તાનપાદ નર નીપનો, રાજા પરમ નિધાન,
અનુપમ બે સુંદરી તેનાં, સુરતિ સુમતિ નામ;
સુમતિ ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક,
સુરતિ ઉપર નહિરે માન, ધ્રુવજી તેના એક સંતાન. ૩
ઉત્તમ ઉછંગે બેસાર્યો રાયે, સભા માંહિ એકવાર,
લાડ લડાવે પ્રેમશું રાણી, હૈડે હરખ અપાર;
હરખ ન માયે હૈડા માંય, ધ્રુવજી રમતાં આવ્યા ત્યાંય,
ઉછંગ બેસવા કીધાં મન, અપર મા કહે કઠણ વચન. ૪
અપર મા એમ બોલ્યાં ભૂંડાં, એ સુખ તુજને કયાંથી,
અભાગિણીના પેટતણો તું, જાને અકર્મી ઇહાંથી;
ઇહાંથી જઇ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ,
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર. ૫
વચનો વનિતાનાં સાંભળી, ઉતર્યો મોંનો રંગ,
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મનભંગ;
મનભંગ થઇ નાખ્યો નિઃશ્વાસ, રોતા આવ્યા માતની પાસ,
માયે ચાંપ્યા હૃદિયા સાથ, કહે કુંવર કોણે દૂભાવ્યા આજ. ૬
આજ સભામાં માવડિ બેઠો, ઉત્તમ રાયને ખોળે,
ઉછંગ બેસવા હું ગયો ત્યારે, અપર મા એમ બોલે;
અપર કહે અભાગિણી કેરા, સુખ વાંછો તો વન જાઓ સવેરા,
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર. ૭

વળતી માતા ઉચ્ચરે કુંવર, હૈડે ન ધરીએ દુઃખ,
પૂરણ પુન્ય કીધાં હશે ત્યારે, તે ભોગવે છે સુ ;
સુખ આપણને ક્યાંથી વ્હાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા,
નથી સંતોષ્યા જોગી જતી, તપ તીરથ વ્રત કીધાં નથી. ૮
નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યા વિપ્રને દાન,
ઓછા કર્મ જ્યાં આપણાં, ત્યાં ક્યાંથી નાયનાં માન;
માન ભોગવે ઉત્તમ નીત્ય, દત્ત વિના ક્યમ પામીએ ચિત્ત,
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જઈ માંડો તપ. ૯
તપ માંડ્યો બ્રહ્માજીએ, ત્યારે પામ્યા પદ્માનન.
સેવા કીધી મનમવતી, ત્યારે પ્રગટયા નારદ મુન;
મુનીએ માંડ્યો મોટો જાગ, તપ તીરથ વ્રત થયાં સુભાગ,
જો કરીએ શ્રીહરિ પ્રસન્ન, તો અભાગિયાં ટળીએ તન. ૧૦
તને અભાગિણી હું ટાળું મા, છું રે તમારો તન,
વનમાં જાઉં વેગે કરીને, શુભ સંભાઈ નહિ અન્ય;
સુખ સંભાળે સાથે જેહ, વિશ્વમ્ભરે પહિયો દેહ,
હરિ મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજું વનમાય. ૧૧
માતાને આંસુ આવીઆં, ને અંતર ઉપરની દાઝ,
રાજાએ મને પરહરિ કુંવર, તુંએ કરે છે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળા વછુટી મૃગલી જેમ,
જળ વિના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી. ૧૨
ટળવળ મા રે માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત,
બીજ રોપાવીશ સુખનું, તેને ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરિ, આપણી આશા પૂરશે ખરી,
એ છે સાચો અનાથનો નાથ, તેને ભજવા જાઉં રે માત. ૧૩

વળી માત એમ ઉચરે કુંવર, પાંચ વર્ષનો તન,
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારા હૈડાં ફાટે,
આંખની આગળ રહો રે બાળ, ઘેર બેઠાં ભજીએ ગોપાળ. ૧૪

ઘેર ગોપાળ ન પામીએ, વનમાં મોહ ઉપજે માય,
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાય દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહારાજ,
વનમાં જઇ વહેલો આવીશ, માતા દો સુતને આશિષ. ૧૫

આશિષ દે છે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ,
મસ્તકે રક્ષા માતની, કંઠે કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ,
કટી કેશવ, પુરૂષોતમ પાય, એવી આશિષ દે છે માય. ૧૬

માને આંસુ આવ્યાં ત્યારે, થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું, વનમાં વિચરોને વિર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો,
તપથી તમને મળશે હરિ, વીગ વેગે પધારજો ફરી. ૧૭

ફેરા ફરીયા માતાને રે, ફરીને લાગ્યો ચર્ણ,
આજ્ઞા માગીને સંચર્યો, વંદીને શુભ શુકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસિણી બેડું ભરી જાય,
વરકન્યા પરણીને વળ્યાં, વેદ ભણંતા દ્વિજ મળ્યા. ૧૮

મળ્યા શુકન સૌ હર્ખના, ધ્રુવજી નીકળ્યા નગર બહાર,
આગળ જાતાં ધ્રુવજીને રે, મળીઆ બ્રહ્મકુમાર;
બ્રહ્મકુમાર ભગવાનને ચાહતા, હરિ ગુણ ગાતા સુગાતા,

કર જોડી કેહે છે ભૂપ તન, ક્ષમા કરો તમે નારદ મુન. ૧૯
નારદ કેહે શીદ જાઓ છો, શું છે તમારે કામ?
કોણ તમારાં માતપિતા, શું છે તમારૂં નામ?
મારું નામ છે ધ્રુવ નિરધાર, મારા પિતાને બે છે નાર,
નાવ રાણા બેઠા સહિ રંગ, ઉત્તમને તેડ્યો ઉછંગ. ૨૦

ઉછંગે બેસવા હું ગયો, મારી ખાંત હૈયાની ખોલી,
દ્રષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપર મા એમ બોલી;
અપર કહે અભાગિણી કેરા, જો સુખ વાંછો વન જાઓ વેલા,
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ. ૨૧

નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન,
સભા સઘળી દેખતાં, મને કહ્યાં કઠણ વચન;
કઠણ વચન તે કેમ વીસરે, લોઢા સમ હોય તો નીસરે,
ખડ્ગ તણા તો સહીયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય. ૨૨

જા રે ઘેલા અત્યારથી તે, તું એવડો શો ધરે દાગ,
માન, કુમાન, શું તારે, તું તો પાંચ વર્ષનું બાળ;
બાળકને મા ધરવા બોલ, ખાઓ પીઓ ને કરો કલ્લોલ,
અપર માનાં એવાં હેત, વીસરીને વાળો ચેત. ૨૩

ચિત્ત તે કઇ પેર વાળીએ, મને બોલાવ્યો નહિ બાપ,
કશાયમાં લેખ્યો નહિ હુંને, ઉકળું છું તે તાપ;
તાપ કુંવર નહિ આણીએ રતી, સુખ દુઃખ કોઇ સંગિત નથી,
વિધિએ નીમ્યું તેમજ હોય, કર્યાં કરમ છોડાવે નહીં કોય. ૨૪

કા કાળે વૃદ્ધિ હાણ છે તેનો, ન ધરો હર્ષ ને શોક,
અણચિંતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોષ;

સંતોષે કુંવર ઘેર પધારો, અપર માના બોલ વીસારો,
આવ કુંવર તારા બાપને કહું, રાજ આપ ને માને સહુ. ૨૫
સભામાં શું દેખાડીએ, સૌ કોમાં વળી નાક,
સભામાં જ્યારે શોભશું, મન પૂરશે અભિલાખ;
લાખ લાખેણા કરશે હરિ, ત્યારે મંદિર આવીશ ફરી,
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ બહુ બળે. ૨૬
બળ કીધે હરિ નહિ મળે, માનો મારૂં વચન,
જન્મ થકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દર્શન;
દર્શન તમને કેમ આપશે, વન જઇને વિમાસણ થશે,
વાઘ વરુ વનમાં બહુ હશે, તે દેખીને તન ધ્રૂજશે. ૨૭
જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ,
ભૂખ તરશ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ;
જોગ ઋષિ નહિ મૂકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ,
મેરુ ચળે પણ હું ચળું નહિ, ઋષિજી તમ પરતાપે સહી. ૨૮
ઋષિ કહે તું નિસર્યો ત્યારે, જાને મધુવન માંય,
જમનાજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઇ કરજે અલ્પાશન, જળ પત્ર ને ફળ પ્રાશન,
વળી તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સમજજે શ્રીઘનશ્યામ. ૨૯
શ્યામને શિશ મુગટ છે, કાને કુંડળ મકરાકાર,
કોટે કૌસ્તુભ કટિમેખલા, પાય નેપુર ઝણકાર;
પાસ પદ્મ શંખ ચક્ર ને ગદા, એવું સ્વરૂપ સમરજો સદા,
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો તેહ. ૩૦

કાલિદાસ ( ધ્રુવાખ્યાન. )

# પદ–પ્રભાત.

૧

રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું,
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું.
જોગિયા હોય ત્હેણે જોગ સંભાળવા, ભોગિયા હોય ત્હેણે ભોગ તજવા,
વેદિયા હોય ત્હેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા.
સુકવિ હોય ત્હેણે સદગ્રંથ બાંધવા, દાતાર હોય ત્હેણે દાન કરવું,
પતિવ્રતા નારિયે કંથને પુછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી,
નરસૈંના સ્વામિને સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી.

૨

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, જુજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોય,
ઘાટ ઘડીયા પછી, નામ રૂપ જુજવાં, અંત તો હેમનું હેમ હોય.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે,
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.

૩

જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિં, ત્યાં લગી સાધના સર્વ જુઠી,
માનુષ દેહ તારો એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી.
શું થયું સ્નાન સેવા ને પુજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે,

શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે.
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માલ ગ્રહી નામ લીધે,
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજલ પાન કીધે
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે,
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે.
એ છે પ્રપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈંયો કે, તત્વ દર્શન વિના, રત્નચિંતામણી જન્મ ખોયો.

## તોટક છંદ.

---

અતિ અદ્ભુત આ જગની રચના, રચિ નાથ કિધી ઘટિતા ઘટના,
સુખ બીજ મુકયું સહુ દુઃખ વિષે, જગના સુખમાં દુઃખ મિશ્ર દિસે. ૧
તુજ હેતુ ગભીર પુરો ન કળે, મથતાં મથતાં નવ પાર મળે,
કરી તર્ક મહામુનિ થાકી ગયા, તુજ જ્ઞાન વિષે સહુ બાળ રહ્યા. ૨
જનની સમ લાલન પાલન જે, કરી ભક્તતણું ન ઘડીક તજે,
અતિ પ્રેમળ એ પ્રભુને વિસરે, ધિક તે તણું જીવન વ્યર્થ સરે. ૩
ઉપકાર અતોલ અમોલ કર્યાં, તુજ એ કયમ જાય કદી વિસર્યાં,
કયમ પાડ વળે જન રંક થકી, તુજ દાસ બની રહું નાથ નકી. ૪
બનિ દાસ નિરંતર નમ્ર રહું, સુખ દુઃખ વિષે સ્થિરતાજ લહું,
સુખપાન થકી નવ મત્ત થઉં, દુખમાં તુજને નવ દોષ દઉં. ૫
રિપુને પણ ધારિ ઉદારપણું, દઉં ક્ષાંતિ નહિ અપકાર ગણું;
તુજ પાડ તણો પ્રભુ એહ રીતે, બદલો દઉં એટલું માગું પ્રિતે. ૬

શિક્ષાવચન.

# કબીર વડ.

---

ભુરો ભાસ્યો ઝાંખો, દુરથી ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઊભો, નિરભયપણે એક સરખો.
દીઠ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હદે ધ્યાન ધરતો,
સહવારે એકાંતે, કબિરવડ એ શોક હરતો.
કહે દેખાવે એ, અચરતિ જણાયે જગતમાં,
ખરે એ મ્હોરાંનો, મગરૂબ રહે દેશ નવ કાં?
મનાયે સત્સંગે, પવિતર કબીરા ભગતમાં,
પ્રજાની વૃદ્ધિયે, નિત અમર કહેવાય નવ કાં?
જતાં પાસે જોઉં, વડ નહિ વડોનું વન ખરે,
મળે આડા ઉભા, અતિ નિકટ નીચે ઉપર જે.
વડો ઝાઝા તોયે, સહુ ભળી ગયે એક દીસતો,
વળી સંધાઓનું, અસલ જીવનું એક મૂળ તો.
કિયું ડાળુ પ્હેલું, કંઇ ન પરખાયે શ્રમ કરે,
ધસડ્યો પાડીને, અસલ વડ રેલે જન કહે.
તણાયા છે ભાગો, ઘણી વખત જો એ વડતણા,
તથાપિ એ થાયે, ફુટ વિસ ગણ્યા સો પરિધમાં.
ફુટી ડાળોમાંથી, પ્રથમ તરૂફેરી નીકળતા,
ખુંચે તેવા તંતુ, વધી જઇ નીચે જે લટકતા.
જટાની શોભાથી, અતિશ શરમાઇ શિવ ઉઠ્યા,
જટાને સંકેલી, વડ તજી ગિરિએ જઇ રહ્યા.
ઉનાળાનો ભાનુ, અતિશ મથી ભેદી નવ શકે,

ઘટા ઉંચે એવી, જન શિતળ છાયા સુખ લીએ.
ખુલી બાજુએથી, બહુ પવન આવી જમીનને,
કરે ચોખ્ખી રૂડી, પછી ભિત થઇને ખુશી કરે.
ઘણાં જંતુ પંખી, અચળ સુખ પામે અહીં રહી,
ઘણા જાત્રાળુઓ અહીં ઉતરતા પુણ્ય સમજી.
ઘણા શિકારીઓ, ગમત કરતાં રહે બહુ અહીં,
હજારો લોકોને, અડચણ સમાતાં અહીં નહીં.
ઘડા થાળાં લીધે, ઘણીક ફરવાને ગણી થઇ,
ઝખોલો બંધાઇ, રમણિય બહુ બેઠક બની.
નિરાંતે જેમાં તો, ખુશી થકી રમે લાલ લલના,
નિરાતે જેમાં તો, ખુશી થકી રહે જોગી જપમાં.
ઠરી મ્હારી આંખો, કબિરવડ તુંને નિરખીને,
ખરી પાણી બુદ્ધિ, ખરીજ રૂડી જાત્રા થઇ મ્હને.
વિશેષે શોભે છે, ગભિરવડ તુંથી નરમદા,
કૃતાર્થી મ્હોટો હું, દરશાન વડે છું નરમદા.

નર્મદાશંકર.

## લોચન મનનો ઝઘડો.

---

લોચન મનનો રે, કે લોચન મનનો,
રસિયા તે જનનો રે, કે ઝઘડો લોચન મનનો.—ટેક
પ્રીત પ્રથમ કોણે કરી, નંદ કુંવરની સાથ,
મન કહે લોચન તેં કરી, લોચન કહે ત્હારે હાથ. ઝઘડો

નટવર નિરખ્યા નેણ તેં, સુખ આવ્યું તુજ ભાગ,
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝઘડો.
સુણ ચક્ષુ હું પાંગળું, તું મ્હારૂં વાહન,
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠા વિના ગયું મન. ઝગડો
બહુ કરાવ્યું મ્હેં ત્હને, સુંદર વર સંજોગ,
મ્હને તજી તું નીત મળે, હું રહું દુઃખ વિજોગ. ઝઘડો.
વનમાં વાલાજી કને, હુંય વસું છું નેણ,
પણ તુંને નવ મેળવું, હું નવ ભોગવું ચેન. ઝગડો
ચહેન નથી મન કયમ ત્હને, ભેટે શ્યામશરીર,
દુઃખ મ્હારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝઘડો
મન કહે ધીકું હદે, ધુમ્ર પ્રકટ ત્યાં હોય,
તે તુજને લાગે રે નેણ, તે થકી તું રોય. ઝઘડો
એ બેઉ આવ્યા બુદ્ધિ કને, ત્હેણે ચુકવ્યો ન્યાય,
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મન કાય. ઝઘડો.
મુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીત,
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ શું, બેહુ વડેથી પ્રીત. ઝઘડો.

દયારામ.

## રત્નાકરનાં રત્નો.

---

તારી રત્નતણી ગુફા મહીં શું છે, તું ઉદધિ રાખતો,
તેજસ્વી બહુ શક્તિઓ મણી સમી, ને મૌક્તિકો આપતો,
સર્વે જે ચળકે દિને નહિ ગણે, કો જે વૃથા દીપતા,

ચિંતાશીલ સમુદ્ર! રાખ તું જ તે, ના એ અમે માગતા.
તારી પાસ બહુ ભર્યું ધન, અરે રત્નો મહા મૂલ્યનાં,
નીચે શાંતિ મહીં રહે તુજ તળે, દીપે તહીંથી ઘણા.
હજ્જારો બહુ નાવના કરી ચુરા, લક્ષ્મી ગુહા રાખતી,
ક્રોધોન્મત્ત સમુદ્ર રાખ તુજ તે, ના એ ભૂમિ રાખતી.
છેરે તોય હજી બહુ નિધિ તળે, મોટાં પુરોમાં ફરી,
તારૂં વારિ વિસાળ હેમ ભવનો, રેતીથી દીધાં ભરી.
પ્રાસાદો મહીં રમ્ય નંદન ક્રીડા, થાતી તહીં શૂન્ય છે,
રે રે ઉદધિ દોડ તે પર જનો, દે છે થવા નાશ તે.
છેરે તોય હજ્જ્ય નિધિ તળીએ, ને છે તરંગો મહીં,
વીરોને બહુ સુજ્ઞ સજ્જન ભર્યા, તેં છેજ વારિ મહીં.
તારૂં ગર્જન ના સુણે વળી નહિં, સુણે યુધે નાદ જે,
પ્રેતસ્થાન પ્રચંડ રાખ ધન તું, પાછા સહુ આપ તે.
પાછાં આપ લીધેલ વિક્રમી જનો, ને રમ્ય ચારૂ સ્ત્રીઓ,
તેં જે લૂટી લીધેલ છે ભૂમિથકી, જેને સ્મરે સ્નેહીઓ.
રાત્રિ દિન ફરે બહુ રૂદનને પ્રીતિ વિસારે નહિ,
રાખ્યા જાણુ દટેલ દ્વિપ પુરજો, છે સર્વ તારૂં નહિં.
કાંતા સુંદરીના કંઈ પ્રિયતમો, તેં લૂટી લીધા જ છે,
આશાવાન યુવાનની પ્રિયતમા, તેં લક્ષી લીધી જ છે.
તારે આ મુજ વાક્ય સુણવું ઘટે, પાછાં મૃતો આપ તું,
લેશે સિંધુ ભૂમિ—અમુલ્ય જન તે, પાછાં મૃતો આપ તું.

સુમંત.

## વવેકભ્રષ્ટનો વિનિપાત.

શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હર–શિરે,
પડવા માંડેલી પડી પાછી! ટકી ન, હર! હર–શિરે. શુભ્ર.
પડી! ગિરિપર; ઉચ્ચ ગિરિવર મુકી પડી એ પાછી–
અવનીપર આળોટતી ચાલી ધુળવાળી ઘણી થાતી. શુભ્ર.
મલિન ગંગા! ક્ષારસમુદ્રે પેઠી અંતે એ તો!
ભ્રષ્ટ થયું જરી ત્હેનો, શતમુખ વિનિપાતજ નિર્મેલો!
ભ્રષ્ટ થઇ મતિ ત્હેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો!

ગોવર્ધનરામ.

## બારણે પુકાર.

અક્ષરો અનેક વાર, ચક્ષુએ દિઠા હતા;
શબ્દ એ અનેક વાર, કર્ણથી સુણ્યા હતા.
અર્થ એ અનેક વાર ચિત્તમાં ધર્યા હતા,
તર્ક એ અનેક વાર બુદ્ધિમાં વરયા હતા.
'બારણે પુકાર' વાકય એ અજાણ્યું ના હતું,
ગીત એ 'પુકાર' નું રચ્યું હતું નહિં નવું;
ગાન એ પ્રબન્ધ કેરૂં આધ કાંઇ ના હતું,
ભક્તિ ભાવથી હતું ન ચિત્ત છેક વેગળું.
તોય મેં અપૂર્વ ને અનન્ય વૃત્તિ ભોગવી,
રમ્ય હારિ ત્યાં સુણી પરંપરા સ્વરો તણી;

ગીત તે મનોહરે શ્રુતીન્દ્રિયે ભર્યાં ધ્વનિ,
જે વિચિત્ર ક્રમ્ય સાથ ચિત્તમાં રહ્યા રમી.
ભાવ તર્ક કેરી સીમ ચિત્તસ્થાનથી તુટી,
ને શરીર સર્વ માંહિ વ્યાપી શક્તિ માનસી;
ગીતકાવ્યભક્તિ, વારિ રક્ત અંગમાં વહ્યું,
વ્યર્થ જાત તે વિના અપાર્ય પૂર હર્ષનું.
ચક્ષુ આદિ ઇન્દ્રિયે દિઠું નવું જ દર્શન,
ચિત્તને સ્મૃતિ પ્રમાણ લાગ્યું નિષ્પ્રયોજન;
જ્ઞાતપૂર્વ જે નહિં પ્રતીતિ તે થઈ નવી,
શ્રાવ્ય સૌમ્ય કેરી જ્યાં ઝરી નદી રહી વહી.
'બારણે પુકાર' ગીતની મહીં ઉંડાં સુણ્યો,
દ્વારમાં પુકારતો જ ભક્ત કંઠ ઓળખ્યો;
'બારણે' જ પ્હોંચી શબ્દ ને 'પુકારું' નાકળ્યો,
દીર્ઘ સૂરબંધ, દીન દૃગ્ગામિ ઉપડયો.
ચક્ષુની સમીપથી જ અક્ષરો ખસી ગયા,
શબ્દ એક તે થઇ ગયો જુદા ન બે રહ્યા;
અર્થ તર્કના વિભાગ બાગમાં મળી ગયા,
ગીત રાગથી દીઠી અખંડ એક કલ્પના.
હાર્દ જાણ્યું ગૂઢ 'બારણે પુકાર' વાક્યમાં,
ગીત કાવ્ય એની સંધિ જોઇ ચિત્ત ક્ષોભમાં;
અદ્ભુતત્વ ગાનનું નવું દિઠું પ્રબન્ધમાં,
સ્વર્ગદ્વાર પ્હોંચતો દિઠો પ્રભાવ ભક્તિમાં.
ભક્તનો પુકાર સુણી સ્વર્ગદ્વાર ઉઘડયાં,
સાધુ એ અતુલ્ય ઇશ પાસ છે જઇ વસ્યા;

ગીત ધન્ય જે મુક્યું અહીં સદૈવ જીવતું,
દીનબંધુ–બારણાં પુકાળો તે ગજાવિશું.
દીન કંઠ આ ભણી જ ગાનદ્વાર બંધ છે,
વાઙ્‌મયીન વ્યક્તિ તો પુકારું શું હું બારણે?
નાથ! ભક્તપાળ! આત્મ આ પરે કૃપા કરી,
અન્ય ગાન સાથ ભેળી મૂક વાણી લો સુણી.

રમણભાઇ.

## વસંતતિલકા.

રે માનવી સરવ માનવી વાત મારી,
છે અર્થની નથી અનર્થની કે નઠારી;
શાસ્ત્રો વિષે લિખિત છે મત તે ખરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે. ૧

જે વાવર્યું સુકૃતમાં વર્યું તે તમારું,
દાટેલ જે ધર વિષે રજમાં જનારું;
શ્રીમંતતા કથનમાં મનમાં ધરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૨

થોકે મળી સ્થિર કદી સ્થળમાં થવાના,
પૈસા પછીથી પળમાં જળમાં જવાના;
એ કારણે અતિ રુડાં કૃત આદરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૩

તે ધન્ય ધન્ય ધરણીપર પિંડ ધારી,

જે ખાંત રાખી ખઃચે વિતને વિચારી;
પોતે સુપંથ સમજે પણ પાંશરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૪
જે દીનને પ્રતિદિને સુખદાન દાતા,
તો ધન્ય તેમજ મહા ધન તાત માતા;
એવું વિચારી શુભ સાધન સંઘરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૫

શિક્ષાવચન.

## દુઃખી લોકોને સુખી કરવા એ સર્વનો ધર્મ છે.

પ્રભુની પ્રજા સૌ સદા સંપી ચાલો,
ખુરે કાળ કંગાળને માલ આલો;
પડે દામ તે દેવ નામે ઉધારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો;
કહું કારમી આપ કાયા કઢંગી,
મતા માલ માયા મઝા સૌ પતંગી;
ભરી હોય જો માલ કેરી વખારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.
ખરે દુખીઓ સુખીઆનો હવાલો,
સુખી શેઠીઆ દુઃખીઆ આપ પાળો;
દુખે ડુબતાં હાથ આપી ઉગારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.
દુખી આંધળાં પાંગળાંને તપાસો,

પુછો જીવશું મોકળા કેમ નાસો;
પૂછી દુઃખીઆંઓની સ્થિતિ સુધારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.
અજો દાનનું દામ આનાથ હાથે,
પ્રભુ વાળશે ઋણુ સૌ વ્યાજ સાથે;
અરે ધીરવાના હજારો પ્રકારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.
ધારો માલ સૌ દુખીઆને નિરાંતે,
થશે તે જમે આખરે નાથ હાથે;
પ્રભુ શ્રાફની પેઠ હુંડી સ્વીકારો,
ભુખ્યા ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.
અજો દાનથી લાભનો પૂર લાવો,
ભરી પુંડને સૌ વીમા ઉતરાવો;
અજો દોકડે દોકડાનો વધારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.
ખરો તે પ્રતાપી ખરો ભાગ્યશાળી,
કરાવે દુઃખીને સદા જે દીવાળી;
દુખી જીવડા માનશે ઉપકારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.
ભલી આ સ્તુતિ મારી સૌ ધ્યાન લેજો,
દિલાસા દુખી દેહીને લોક દેજો;
ન કો બોલ બે'રામ કેરા વિચારો,
ભુખ્યાં ભૂખ ભાંગી દુખો સૌ નિવારો.

મલબારી.

## સુદામા ચરિત્ર કડવું ૬ ઠું.

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનક કોટ ચળકારા કરે, મણિમય રત્ન જડ્યાં કાંગરે.
કોઠા કોશિસાં શોભે પરમ, જેવું વિશ્વકર્તાનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરહરે, દુંદુભી ઢોલ ત્યાં ગડગડે.
સુદર્શન ફરતું ત્યાં સોહે, ગંભિર નાદ સાગર મન મોહે;
ત્યાં તો ગોમતી સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી ન્હાય.
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથિ મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછિ પૂરમાં પેઠા ભગવાન.
નગરલોક બહુ જોવા મળે, ખિજવે બાળક પુંઠળ પડે;
જાદવ સ્ત્રી તાળિ દેઇ હસે, ધન્ય નગર એવો નર વસે.
કિધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે ભરથાર;
કોઇ કહે ઇંદુ કોઇ કહે કામ, એને રૂપે હારશે કેશવરામ.
પતિવ્રતાના મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ઠા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પુંઠે બાળક કાંકરા નાખે, ઋષિ રામકૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળી વજાડે ગાલ, પુંઠે ફરી વળ્યાં ન્હાનાં બાળ;
કોઇ વૃદ્ધ જાદવે દીઠા ઋખી, સાધુની દૃષ્ટી ઓળખી.
તેણે બાળક સઉ કાઢયાં હાંકી, પુછ્યા સમાચાર ઉભા રાખી;
કૃપાનાથ ક્યાંથી આવિયા, આ પુરને કેમ કિધિ મયા.

(એવું પૂછવાથી સુદામો કહે, મને રાજમંદિર દેખાડો એટલે જાદવ તેને રાજદ્વાર તેડી ગયો.)

દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ ઓટલે ઉભ્યા બાણ;
શોભે હાટ ચૌટાં ને ચોક, છજાં જરૂખાં બારી ગોખ.
અટારી જાળી મેડી માળ, જડીત્ર કઠેરા ઝાકઝમાળ;
ચળકે કામ ત્યાં મીનાકારી, અમરાપુરી નાંખું ઓવારી.
સભામાં સ્ફાટકમણિ–થંભ, થઇ રહ્યો નાટારંભ;
મૃદંગ ઉપંગ મધુરાં તાળ, ગાય ગુણીજન ગીત રસાળ.
રમઠ ઝમઠ ઘૂઘરિ થાય, તે સુદામોજી જોતા જાય;
ધજા પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભિ વાજે.
બોલે શરણાઇ નફેરી, ઉચ્છવ મંગળ શેરિયે શેરી;
હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા.
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમ કળશ ભરી લાવે પાણી, દાસિયો જાણિયે ઇંદ્રાણી;
છપન કોટી જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા.
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
"ગહન દીશે છે કરમનિ ગતી, એક ગુરૂના વિદ્યાર્થી;
એ થઇ બેઠો પૃથ્વી તી, મારા ઘરમાં ખાવા નથી.
રમાડતો ગોકુળ માંકડાં, ગુરૂને ઘેર લાવતો લાકડાં;
તે આજે બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી."

સુદામાને જોઇ દ્વારપાળે પૂછ્યું:—

માનુભાવ કેમ કરૂણા કરી, તવ સુદામે વાણી ઉચરી.
હું દુર્બળ બ્રહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઇ "કહો મારો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ."

"નામ સુદામો જઇ કહો," ગયો ઘરમાં પ્રતિહાર;
એક દાસી સાથે કહાવિયો, શ્રીકૃષ્ણને સમાચાર રે.
પ્રેમાનંદ.

## સુદામા ચરિત્ર–કડવું ૯ મું.

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે.
શે દુખે તમો દુબળા, એવી ચિંતા કેહી;
લાજ મુકીને કહો મને, મારા બાળ સ્નેહી. ગોવિંદે.
કાંઇ સદગુરૂ તમને મળ્યો, તેણે કાનજ ફુંક્યો;
વૈરાગી ત્યાગી થયા, સંસારજ મુક્યો. ગોવિંદે.
શરિર પ્રજાળ્યું જોગથી, તપે દુખે દેહી;
છો તે કિયે દુખે દૂબળા, મારા પૂર્વ સ્નેહી. ગોવિંદે.
કે શત્રુ કોઈ માથે થયો, ઘણા દુઃખનો દાતા;
કે કાંઇ ચોરિયે ગયું, તેણે નથી સુખ શાતા. ગોવિંદે.
કાંઈ ધાતુપાત્ર કને નહિ, આવ્યા તુંબડું લેઇ;
વસ્ત્ર નથી કાંઇ પહેરવા, મારા બાળ સ્નેહી. ગોવિંદે.
કે સુખ નથી સંસારનું, કાંઇ કરમને દોષે;
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહિડું શોષે. ગોવિંદે.
કે શું ઉદર ભરાતું નથી, તેણે સુકી દેહી;
એ દુઃખમાં કિયું દુઃખ છે, મારા પૂર્વ સ્નેહી. ગોવિંદે.
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે.

અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરી હુંને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે. ગોવિંદ.

પ્રેમાનંદ.

## સુદામા ચરિત્ર-કડવું ૧૦ મું.

પછિ શામળિયો બોલિયા, તને સાંભરે રે;
હાંજી નહાનપણાની પેર, મને કેમ વીસરે રે.
આપણ એ મહિના પાસે રહ્યા, તને સાંભરે રે;
હાંજી સાંદિપ રૂષિને ઘેર, મને કેમ વીસરે રે.
અન્ન ભિક્ષા માગી લાવતા, તને સાંભરે રે;
હાંજી જમતા ત્રણે ભ્રાત, મને કેમ વિસરે રે.
આપણ સુતા એક સાથરે, તને સાંભરે રે;
સુખ દુખની કરતા વાત, મને કેમ વીસરે રે.
પાછલી રાતના જાગતા, તને સાંભરે રે;
હાંજી કરતા વેદની ધુન્ય, મને કેમ વીસરે રે.
ગુરૂ આપણા ગામ ગયા, તને સાંભરે રે,
હાંજી જાચવા કોઇને સુન્ય, મને કેમ વીસરે રે.
કામ દીધું ગોરાણીએ, તને સાંભરે રે;
કહ્યું લઇ આવોને કાષ્ટ, મને કેમ વીસરે રે.
શરીર આપણાં ઉકળ્યાં તને સાંભરે રે;
હાંજી માથે તપ્યો અરિષ્ટ, મને કેમ વીસરે રે.
સ્કંધે કહોવાડા ધર્યા, તને સાંભરે રે;

ઘણું દૂર ગયા રણછોડ, મને કેમ વીસરે રે.
આપણે વાદ વધો ત્રણુ બાંધવે, તને સાંભરે રે;
હાંજી ફાડ્યું મોટું ખોડ, મને કેમ વીસરે રે.
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને સાંભરે રે;
હાંજી આવ્યા બારે મેહ, મને કેમ વીસરે રે.
શીતળ વાયુ વાયો ઘણો, તને સાંભરે રે;
ટાઢે થરથર ધ્રૂજી દેહ, મને કેમ વીસરે રે.
નદિયે પૂર આવ્યું ઘણું, તને સાંભરે રે;
ઘન વરસ્યો મુસળધાર, મને કેમ વીસરે રે.
એકે દિશા સૂજી નહિ, તને સાંભરે રે;
થયા વીજતણા ચમકાર, મને કેમ વીસરે રે.
ગુરૂજી ખોળવા નીસર્યા, તને સાંભરે રે;
કહ્યું આીને કીધો તેં કેર, મને કેમ વીસરે રે.
આપણુને રૂદિયામાં ચાંપિયા, તને સાંભરે રે;
પછે તેડીને લાવ્યા ઘેર, મને કેમ વીસરે રે.
ગોરાણી ગૌ દોતાં હતાં, તને સાંભરે રે;
હતી દોણી માગ્યાની ટેવ, મને કેમ વીસરે રે.
મેં નિશાળેથી કર વધારિયો, તને સાંભરે રે;
હાંજી આણિ દીધી તતખેવ, મને કેમ વીસરે રે.
જ્ઞાન થયું ગુરૂ પત્નિને, તને સાંભરે રે;
તમને જાણ્યા જગદાધાર, મને કેમ વીસરે રે.
ગુરૂ દક્ષણામાં માગિયું, તને સાંભરે રે;
હાંજી મૃત્યુ પામ્યો જે કુમાર, મને કેમ વીસરે રે.
મેં સાગરમાં ઝંપાવિયું, તને સાંભરે રે;

તમે શોધ્યાં સપ્ત પાતાળ, મને કેમ વીસરે રે.
હું પાંચજન્ય શંખ લાવિયો, તને સાંભરે રે;
હાંજી દૈત્યનો આણ્યો કાળ, મને કેમ વીસરે રે.
સંજમની પુરિ હું ગયો, તને સાંભરે રે;
પછે આવિ મળ્યો જમરાય, મને કેમ વીસરે રે.
પુત્ર ગોરાણિને આપિયો, તને સાંભરે રે;
હાંજી પછે થયા વીદાય, મને કેમ વીસરે રે.
આપણે તે દિનથી જુદા પડ્યા, તને સાંભરે રે;
હાંજી ફરિને મળિયા આજ, મને કેમ વીસરે રે.
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને સાંભરે રે;
મને મોટો કર્યો મહારાજ, મને કેમ વીસરે રે.

### વલણ.

મહારાજ લાજ નિજ દાસનિ, વધારો છો શ્રી હરી;
પછી દરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શામે કરી.

પ્રેમાનંદ.

## અંગદવિષ્ટિ.

### ઝૂલણા છંદ.

( અંગદ. )

આજ મહારાજ કરૂણા કરો તો કહું, પ્રીતશું દીજીએ પાણિ જોડું;
ગરગડે નાદ નિશાન નિર્ઘોષના, તેતણા ટેક જે તુર્ત તોડું;

કોડશું જોડ બેઠા દશાનનતણા, કોટિ બાણું તણાં માન મોડું;
દુષ્ટની સેવથી દેવ મૂકાવિને, ગ્રહ છય ત્રણતણાં બંધ છોડું. ૧
કથન અંગદ કહે શીશ નામી પ્રભુ, કોડ મુજને અતી હોડ હાંમું.
આજ્ઞા હોય તો જાઉં એ ગામમાં, નામ પરતાપથી નહિજ નામું;
શીશ દશ છેદિને વીસ ભુજ ભેદીને, દુર્ગ પાડી કરૂં ખેત્ર ખામું;
રાવણો રોળિ રજ ચરણ પરતાપથી, લંક ઉદ્ધસ્ત કરિ હરણ વામું. ૨

### સવૈયો.

હૂકમ હોય હજૂરી કેરો, શોષી નાખું બાધો સાગર;
હૂકમ હોય હજૂરી કેરો, મહાકામ કરવા છું માહર;
હૂકમ હોય હજૂરી કેરો, જોરે જુદ્ધ કરૂં ત્યાં જાહર;
કાસદ કામ સોપ્યું કયમ મુજને, છેક મને કેમ કીધો કાયર. ૩

### દોહરો.

( રામ. )

કાયર તુજને કયમ કહું, સાયર શુર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરમ પાર અપાર. ૪

### સવૈયો.

( અંગદ. )

અંગદ કહે આજ્ઞા દો મુજને, જોરે જુદ્ધ કરૂં ત્યાં ઝાઝું;
હાથી ભાર્થી સાથી એના, દેખી મારા દિલમાં દાઝું;
મંત્ર રામનો મુખ છે મારે, ભડતાં ભુપતિથી નહિ ભાઝું;
નીચ કામ કાસદનું કરવું, લંકામાં જાતાં હું લાજું. ૫

### ઝૂલણા છંદ.

કહો તો ગઢ લંકના સહસ્ર કટકા કરૂં, ધંધોળીને કરૂં ધૂળધાણી;
કહો તો હું સાત સાગરજળ શોષિને, આળ-પંપાળ કરૂં પૂર પાણી;

કહો તો રાક્ષસબધા રોળિ નાંખું વળી, જો વદો વદન મહારાજ વાણી;
કહો તો દશકંધનું દેહવટ વાળીને, રોવરાવું બધી રાત્ર-રાણી. ૬

**સવૈયો.**

( રામ. )

રામ કહે સાંભળ રે અંગદ, ધર્મ બુદ્ધિ હમણાં તો ધારો;
કહ્યું કરશે નહિ એ અહંકારી, ભારે સર્પતણો છે ભારો;
સોગટિ નામે માર કહું નહિ, મોટા વાંક ન કાઢે મારો;
પાપિ પહેલ કાઢે આગળથી, વળતી રાજ તમારો વારો. ૭

( અંગદ. )

કહો તો બાંધિ સાહુ બળવંતો, લંકાપતિ લંકાથી લાવું;
કહો તો અશોક વાડીને શોધું, કાયર નામ ક્યમે નહિ કહાવું;
કહો તો પુત્ર એના પરજાળું, જરૂર એ નવ પામે જાવું;
હુકમ કરો શામળના સ્વામી, એક ઘડીમાં શરણે આવું. ૮

( રામ. )

બ્રહ્મરાક્ષસ ભૂપતિ એ ભુંડો, સંહારવો ન પડે તો સારૂં;
લુટાય નહિ લંકાની લક્ષ્મી, ધર્મ બુદ્ધિ તે માટે ધારૂં;
ઇંદ્રજિત સરખો રત્ન રોળાશે, માટે મન માને નહિ મારૂં;
વષ્ટિ કાંઇ માને નહિ મૂરખ, ત્યારે કામ પડશેજી તારૂં. ૯

( અંગદ. )

વષ્ટિ કામ કરવું તે શાને, કરગરિ બોલ શામાટે કહિયે;
નગર ઝગર કરવું નિર્વંશી, શત્રૂ વચન શા માટે સહિયે;
સુત પરિવાર સંહારૂં એના, હવે રાજ બેશી ક્યમ રહિયે;
લક્ષ વસા સીતા અહિ લાવું, જરૂરપણેથી અયોધ્યા જઇયે. ૧૦

( રામ. )

અધિક બોલ કહો છો અંગદ, શૂર–પણું જાણે છે સૃષ્ટિ;
મારૂં મન એથી નવ માને, રાડથકી નવ થૈયે રષ્ટિ;
શિવ સેવકને માર્યા ઉપર, નથી ચાલતી મારી દૃષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ વિવેક વાત કરો ત્યાં વૃષ્ટિ. ૧૧

( અંગદ. )

રાજ તમારે મુખ કયમ બોલું, જાણો હુકમ થયો તે જવાયું;
એ ગુણહીણો દેશે ગાળો, ભાંડ બોલશે એહ ભવાયું;
શત્રુ વચન કયમ સાંખી રહિશું, તે દુખે મારૂં તન તવાયું;
શામળના સ્વામી કહોછો જે, સહસ્ત્ર વસા તે વચન સવાયું. ૧૨

છપા.

( રામ. )

સામદ શૂર સાબાશ, વખાણ કરૂં શાં સાથે;
હેતે મૂકયો શિર હાથ, રીઝ કીધી રઘુનાથે;
મમતે ન મૂકશો માન, નૃપતિને ન કરો નમણા;
ગુણ–હીણો દે ગાળ, બોલ કહેજો ત્યાં બમણા;
વળિ શામ દામ ભેદે કરી, વષ્ટિ વધારી વાધજો;
જો મૂરખ મન માને નહિ, શૂરપણું તો સાધજો. ૧૩

### અંગદ લંકાની શોભા જુએ છે.

નક્ષત્ર સરખી નારિ, ઝવેરનિ જ્યોતો સરખી;
ચંપક વરણાં ચીર, પદ્મણી પૂરણ પરખી;
કનક મણીમય કુંભ, પ્રેમદા પરવરિ પાણી;
આભૂષણ ઉપમાય, ઇંદ્રકેરી ઇંદ્રાણી;

એ લખ જીવ્હાયે કવિ કહે, ભાત ભાત ન શકે ભણી;
શામળ કહે હું કયમ કહિ શકું લિલા લહેર લંકાતણી. ૧૪

## દોહરો.

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રીરામ;
પોતે આવ્યો પાંશરો, જ્યાં રાવણનું ધામ. ૧૫

## છપા.

જળહળ જ્યોતિદ્યોત, મણી જળહળતા જડિયા;
ચિંતામણિ–ભર ભીંત, નવે ગ્રહ આવી અડિયા;
પરવાળાં પર પોળ, સ્ફટિક સ્થંભ ઠર્યા છે;
ચૂડામણિ ચહોપાસ, કનક–કોઠાર કર્યા છે;
અષ્ટમાસિદ્ધિ નવનિદ્ધિ રિદ્ધિ, મહાલક્ષ્મી વાસો વશી;
શિવની આપી સમૃદ્ધિ જ્યાં, ત્યાં ઉપમા કહેવી કશી. ૧૬

* * * * *

સાત સોનેરી કોટ, અધિક એક જોજન ઊંચા;
પાંચશે પાંસઠ પોળ, ઓળ ખરાં જ્યાં ખૂંચા;
દરવાજા દશવીસ, અસેંબાસઠ જ્યાં બારી;
બેઠા ત્યાં ભગવંત, ધીર નર ધનુષો ધારી;
વણ આગ્નાયે વિચરે નહિ, વાયુ સરખા પણ જહાં;
એ અતાગી–બળ અંગદ અધિક, પલક એક પહોંત્યો તહાં. ૧૭
સતર સહસ્ર સંગીત, વિવિધ પેર વાજાં વાજે;
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નીશાનો ગાજે;
નવલખ નવે હજાર, નવિન નૃત કિંનર નાચે;
નાટક ચેટક તહાં, રાય દેખી મન રાચે;

વળિ દેવ દુંદુભી ગડગડે, શોભા સુરનાયકતણી;
બાણું કરોડ સામદ સહિત, ધન્ય બેઠો લંકા-ધણી. ૧૮
પરવાળાં પુખરાજ, જવાહીર પાટે જડિયાં;
ચોરાશિ જોજન ચોક, મેહેલ મણિ માણુક મઢિયા;
જોજન સોળ સભાય, સિંહાસન શોભા સોહિયે;
મઘવાથી બહુ માન, મેહેલ દેખી મન મોહીયે;
વૈમાન દેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી;
બેઠા શૂર બળિયા બારણે, ધન્ય બેઠો લંકા-ધણી. ૧૯
સહસ્ત્ર ક્ષોણી સૈન્ય, શોભે રાવણની સાથે;
મંદ્રાચળ મંડાણ, ધરે હેતે એક હાથે;
સાઠ લાખ સરદાર, પ્રેમદા પ્રીતે પરણી;
અણવરિ એંશી લાખ, વિવિધ રૂપાળી વરણી;
છે સાત લાખ શીતેર સુત, ઇંદ્રજીત આદે અતિ;
અનમી અહંકારી અધિપતિ, રાવણ મોટો મહીપતિ. ૨૦
એક છત્ર-ધર રાજ, પ્રતાપ પામ્યો તે પ્રૌઢે;
દેવ દનુજ નર નાગ, કિન્નરો સહુ કર જોડે;
દશ મસ્તક ભુજ વીસ, ઇશ વરદાનજ દીધું;
ચૌદ ચોકડી રાજ્ય, કબુલ એ કર્મે કીધું;
કોઇ થયો નહિ થાશે નહિ, બળિયો રાવણ સારખો;
વણ રામ કોઇ જીતે નહિ, પંડિત રૂડે પારખ્યો. ૨૧
પાંચ લાખ પરધાન, પાંચ અયુતો પાગેરી;
છે દશ લાખ દિવાન, વીસ હજાર વજીરી;
સામદ સોળ હજાર, લાખ બહોતેરે રાજા;
મંડળિક છંનૂ લાખ, મુગટધર જોદ્ધા ઝાઝા;

વળિ બાણુ ક્રોડ બેઠા રહે, આઠજામ અહોનિશ જહાં;
શામળ કહે અંગદ બળ અધિક, પલક એક પહોંત્યો તહાં. ૨૨

### દોહરા.

પ્રતિહાર અચરત પામિયો, દેખી લેહેર લંગૂર;
રહે રહે ઊભો વનચરા, સામદ બોલ્યો શૂર. ૨૩

### છપય.

( પ્રતિહાર. )

પેશી ન શકે પવન, ભવન ઊભા રહે ઇંદર;
સુર સૌ સેવા સજે, ચાકરીમાં રહે ચંદર;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનીમાં જેની,
ઇશ સરીખા પાસ, રહે આજ્ઞામાં એની;
તું પશુ પોળે કયમ પરવરે, હજુ લગણ ધીરજ ધરૂં,
જા રે જ્યાંથી આવ્યો તહાં, નહિતર કોટિ કટકા કરૂં. ૨૪

### દોહરા.

અણસમજ્યો આગળ જઇશ, દેખત ઘોળે દીશ;
મારિશ મુદગર જોરથી, તોડિશ તારૂં શીશ. ૨૫

### ઝૂલણા છંદ.

( અંગદ. )

કહે છે અંગદ પ્રતિહાર સુણ પુરતણા, રાત દહાડો બેઠો દેહ દાખે;
ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, ભાર ખોવા ભલો ભૂર ભાખે;
હાથ દીઠા નથી હોંશ શું માહરા, ચોરટા તેહનો સ્વાદ ચાખે;
સત્ય કહે રે અલ્યા કેમ બેઠો અહીં, કોતણાં ઝુંપડાં રીઝી રાખે. ૨૬

## દોહરો.

( પ્રતિહાર. )

એ મંદીર રાવણતણાં, હીરા કનક જડાવ;
તું જાવા સમરથ નહિ, કોઇ ન પામે દાવ. ૨૭

( અંગદ. )

રાવણની સમૃદ્ધિ કહો, રાવણ રાય કે રંક;
પૂછે અંગદ પ્રતિહારને, કેવી શોભે લંક. ૨૮

## ઝુલણા છંદ.

( પ્રતિહાર. )

લંક શોભા તે લંગૂર તું શું લે, ચિંતામણી ચંદ્ર ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પૂછ તું ઇંદ્રને, સૂરપણું સાંભળી શેષ સળકે;
દશમુખા ડરથિ દિગપાળ ડોલે દશે, કોડ પંચાસપતિ પ્રાણ પળકે;
ગોળિયો કહે પશુ પેર પ્રીછે નહિ, કુંભકરણ દેખી તુજ કુંભ ટળકે. ૨૯

( અંગદ. )

લંક લીલાજ લંગૂર લખ લૂંટશે, મેલ મૂરખ મન માન મટકાં;
ઇંદ્રજીત ઉપમા પુણ્ય પરવારિયું, ચાર દિવસતણાં ચોળ ચટકાં;
દશમુખા શિશ દશરથ–સુત છેદશે, લૂંટિ લેશે તારાં લાખ લટકાં,
રામ પરતાપથી કામ એ તો કરૂં, કુંભકરણાતણાં કોડ કટકા. ૩૦
કપિવર કોપિયો લાજ લખ લોપિયો, ઓપિયો આપથી ક્રોધ–કુંડી;
રણજંગ રોપિયો ચાર દિશ ચોપિયો, ભ્રમર ચઢાવી થયો દૃષ્ટિ ભુંડી;
સેલશું ખેલશું રેલશું નગરમાં, દેશ બાધામાં તે દાખ્ય દુંડી;
તાહરે મન અલ્યા લંકપતિ છત્રપતિ, આરે મન લંકપતિ એક લુંડી. ૩૧

## દોહરો.

છત્ર–પતિ તો એક છે, રિદ્ધિપતિ રઘુનાથ;
એમ કહી પ્રતિહારનો, હાડે સાહ્યો હાથ. ૩

( પ્રતિહાર. )

વડો મુરખ તું વાંદરા, વડી વડી કરે વાત;
પોળ બીજીયે પાડવું, દિન ઉભો રહે સાત. ૩૩

છપય.

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશ વીસ, પુંછ શત્રુયે સાહ્યો;
અંગદ ઉપર પ્રહાર, કોપ કરી ત્યાં કીધો;
કયમ લોપે મુજ લાજ, દાવ દેખીને દીધો;
પછિ અંગદ ખીજ્યો અંગમાં, ઘાટ પ્રથમ એનો ઘડું;
શામળ કહે સેવક રામનો, નરપતિને વળતો નડું. ૩૪

કવિત.

પ્રતિહારે દીધી ગાળ, અંગદને ઉઠી ઝાળ;
ઊઠ્યો ત્યાંથી તતકાળ, દાબે દાંત કર્દિને;
એ ચારેક ભરી ફાળ, કૃતાંત સરીખો કાળ;
અધિક કરતો આળ, ઘણી રીસ ધર્દિને;
સવાયો ગવાયો વાલ, ભલેરૂ તિલક ભાલ;
બુદ્ધિ નિધિતણો બાળ, બાઝ્યો વપુ વર્દિને;
પકડ્યો ત્યાં પ્રતિહાર, મોહોકમ દીધો માર;
કહ્યું કે શી વાર લીધાં, પાચ માથાં મર્દિને. ૩૫
ચડાવીને દીધી દોટ, ચાતુરીથી કીધી ચોટ;
કર્યો લોટ પોટ સહુ, ધીરપણે ધાઇને;
મસ્તકની માણી મોટ, કૂદતો કનક કોટ;
અધિક જોરની ઓટ, ચઢ્યો ચિત્ત ચાહિને;
હલાવતો હાથ હોડ, પુંછનો પ્રહાર પોટ;

ઘણા ગુણવાળો ગયો, રામ ગુણ ગાઇને;
બેઠો જહાં લંકાધીશ, રૂદે માંહી રાખી રીશ;
પાંતરીસ શીશ ઉભો, સભા માંહી સાહીને.

છપા.

હાલક હૂલક ત્રાસ, પડયો દોઢી ને પેઢી;
બુંબારવ બહુ પાસ, વિકટ વાટયો જ્યાં ટેઢી;
પરાજય કરી પ્રતિહાર દ્વાર ઉઘાઠી ધાયો;
પાંત્રિસ શિશ કરમાંય, અતિ અહંકારિ આયો;
તે જોદ્ધા સહુ જોઇ રહ્યા, કર ઉંચો કોઇ નવ થયો;
શામળ કહે સેવક રામનો, ધાયડમલ ગઢમાં ગયો. ૩૭
ધાયો અંગદ ધીર, નીર ઉતારણ નરનાં;
દેહવટ કિધો દરબાર, વખાણ શાં કરૂં વાંદરનાં;
પુરમાં પડ્યો પોકાર, છેક હિમ્મત છુટાણી;
વાગે ચાલી વાત, લંક બાધી લૂટાણી;
ત્યાં ખલક બાધિ તે ખળભળી, નાસવા લાગી નારિયો;
કોઇ ઊંચી ચઢે અટારિયે, બંધ કરે કોઇ બારિયો. ૩૮
લપેટી વાટે લાખ, ઝપેટી કીધો જોરો;
અટપટિ કરતો આળ, ટેક દેખાડ્યો તોરો;
કરતો હૂકાહૂક, ઉડવા એ આકાશે;
કુદતો કરતો પ્રહાર, વખાણ ઘણેરાં વાંસે;
પ્રતિહારને મારી પરવર્યો, ઘાટ ઘણા જનનો ઘડ્યો;
પછિ રાવ થઇ ત્યાં રાવળે, રાવણ પણ રોષે ચઢ્યો. ૩૯
ગઢ લંકા ઘેર ઘેર, વાત વાયુવત વાધી;
ચઢ્યું રામનું સેન લંકા લૂટાણી બાધી;

કહે હણ્યો કુંભકરણ, કહે રાવણ રણ રોળ્યો;
ઇંદરજીત અજીત, તેહ ચાંચડ-વત ચોળ્યો.
ગુલબાન ઘણું ગલિ કૂંચિયે, લખ કરોડ લોકે લહ્યો;
કહે રૂઠયો રામ રાવણ પરે, ઉલકાપાત એવો થયો. ૪૦
દેશ બધે ડમડોલ, થયો લંકા ગુણ ગામે;
લૂટયા મહિપના મેહેલ, કિધિ અસ્વારી રામે;
માથે લીધી મોટ, રૈયત નાઠી દશ દેશે;
બાંહ્યે લીધાં બાળ, કામની છૂટે કેશે;
ફટ ફટ રે રાક્ષસ રાવણા, સતી સીતા શાને હરી;
શામળનો સ્વામી કોપીયો, કનક-લંક લોહનિ કરી. ૪૧
થયું રાવણને જાણ, દેશમાં દુંડી વાહી;
પ્રતાપવંત પ્રધાન, ચઢ્યો ચોખુંટે ચાહી;
દિધિ રૈયતને ધીર, વીર હકાર્યા વાટે;
જોરાળા મહા જોદ્ધ, મૂક્યા બહુ ઘાટે ઘાટે;
પણ તાપ લાગ્યો સહુ તરફડયા, ધૈર્ય કોઇનું નવ રહ્યું;
શામળ કહે સેવક રામના, અંગદથી એટલું થયું. ૪૨
પાંત્રિસ હણ્યિ પ્રતિહાર; શીશ પ્રહ્યાં છે હાથે;
જોરાળા વડ જોદ્ધ, બહુ વળગ્યા છે બાથે;
હનુમત થકી હજાર, પ્રલય કરતો પરભાતે;
આવ્યો સભામાં શૂર, ઘણો જોરાવર જાતે;
કલપાંત કળાહળ કૂદતો, ોધ એનો શું કહું કથી;
કોઇને ગણતીમાં નવ ગણે, નિર્મિષમાત્ર નમતો નથી. ૪૩
પુરમ પડયો પોકાર, ઢોલ ધમકાવ્યા ધીરે;
બહુ બણગાં રણતુર, વિવિધ વજડાવ્યાં વીરે;

ભારે ફુંકી ભેર, ભુંભારવ બૂમ પડાવી;
દરવાજે દીવાન, ચોપખે નાળ ચઢાવી;
વળિ હલ હલ કરી હજૂરમાં, હલકારો હિત હામનો;
મહારાજ રાજ શુણુ મહીપતિ, સેવક આવ્યો રામનો. ૪૪

દોહરો.

( અંગદ. )

જનની કુણુ રાવણુતણી, જેણે જણ્યાં બહુ બાળ;
જાત શ્વાન કે શકરી, શાહુડી કે શીયાળ. ૪૫

ઝુલણા છંદ.

પૂછ કરતાં ઘડી પાંચ પૂરણ થઈ, બોલતા શે નથી કર્મ-ફૂટયા;
રીસ ચઢશે મને શીશ તો તોડિશ, કોપું તો તાહરા કાળ ખૂટ્યા;
ચોર છો માટે બીહોછો શું ચિત્તમાં, તોલ અહંકારના ટેક તૂટ્યા;
અંગદ કહે ઉત્તર શે નથી આપતા, સર્વની આંખ કે કાન ફૂટયા. ૪૬

*  *  *  *  *  *

(રાવણ.)

જા અલ્યા જીવતો કહે તારા રામને, ગામ આવે કેમ ધામ ધાતો;
દૃષ્ટિ દીઠી નથી તેં દશાનનતણી, કાન શણી નથી વાણિ વાતો;
કુંભકરણ એક આળસ તજી ઊઠશે, લાખ સવામણે ખીચ ખાતો;
કોડ બોહોતેર ને પદમ અઢારમાં, ઝાંખશો નહિ કોઈ એક જાતો. ૪૯

દોહરો.

વઢવા આવ્યો વાંદરા, તો તે કરિયે પેર;
જા મુકું છું જીવતો, ઘણી દયાથી ઘેર. ૫૦

ઝૂલણા છંદ.

અંગદા અંગમાં શે તું સમજે નહિ, કૂખ કાયરતણી તુજ આવ્યો;

કપુત વાલીતણા કુળ વિષે અવતર્યો, કે અલ્યા નીચનું થાન ધાવ્યો;
શત કટકા કર્યા તાત તારાતણા, તેતણી ભક્તિમાં ભૂર ભાવ્યો;
વાંદરાં સર્વનો ઘાટ ઘડાવવા, લખવસા લખમણો આંહિ આવ્યો. ૫૧

( અંગદ. )

અજ્ઞ પાષાણુને પ્રીછવું કેટલું, જેહમાં ગુણ નહિ, કૂખ જ્ઞાન જ્ઞાતા;
વીસ છે નેત્ર પણ અંધ તું તો થયો, સાધતો શે નથી ચિત્ત ચાતા;
જે કરે જેહવું ભાગ્ય તે ભોગવે, તે તમે દેખશો ધંધ ધાતા;
વાલિ વૈકુંઠપદ પામિયો પ્રીતથી, રામજી મુક્તિ પદ દિવ્ય દાતા. ૫૨

રાવણ. )

કાપડી વેષ ધરી વન વિષે જે ફરે, શીશ જટા ધરે સંગ સારો;
સીતની સુધ્ય નવ માસ નિરખી નહિ, આજ સાગરતણો દીઠ આરો;
લાવીયો રીંછ લંગૂર લખ કોટિધા, માનવી મૂળ મુખવાસ મારો;
લંકપતિ છત્રપતિ રાય રાવણથકી, રાડમાં જીતશે રામ તારો. ૫૩

( અંગદ. )

એક કિંકર અહીં આવશે રામનો, તે નહિ તાહરો બોલ સાંખે;
તાત મારાતણી કીરતિનો તું કવી, હું ખમું બોલ જે ભુંડ ભાખે;
અન્યને તો ઓશિયાળ શી તાહરી, જો ઘડી એકમાં જોર ઝાંખે;
લંક પરલંક એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણે નીર નાંખે. ૫૫

( રાવણ. )

કહે દશાનન શુણો વાલિના દીકરા, પ્રીત સંભાળિ કર પેર પુંઠી;
રામ ઉપર તને હેત કેમ ઊપજે, તાતને મારિયો કાલ કૂટી;
પંડ પાળે તારૂં વેર વાળે નહિ, પેટની વેઠમાં વાટ ઊઠી;
કર ઇહાં ચાકરી બાંધ ત્યાં બાકરી, રામશું રાડ કર આવ્ય રૂઠી. ૫૫

( અંગદ. )

બુદ્ધિ બળ હીણ તું ક્ષીણ આયુષ્ય થયો, રાવણા મૂઢ મુખ શું જ ભાખું;
રાજ મહારાજ અધિરાજ રઘુવરતણાં, દશાનો નિરય હું દીવ્ય દાખું;
એહ અમૃતરસ આણ પૂર પ્રેમની, તે તજી ઝેર નહિ ચિત્ત ચાખું;
સ્વામી શામળાંતણા ચરણ પરતાપથી, તુજ સમા કિંકરા કોડ રાખું. ૫૬

છપ્પા.

( રાવણ. )

મૂરખ મૂઢ અજાણ, જૂઠું બોલે ક્યમ ઝાઝું;
કોણ ગણતિમાં રામ, લવરિ સૂણતાં હું લાજું;
કોઠ બિલાં ખાનાર, લંગુરા કોટિક લાવ્યો;
વાઘણ કેરાં દૂધ, લેવા મણિધર મણિ આવ્યો;
વળિ તારૂણી મારી તાડિકા, તે પ્રાક્રમ દીઠું તમો;
વળિ હોય પરાક્રમ રામનું, કહે કિંકર સાંભળીયે અમો. ૫૭

ઝૂલણા છંદ.

(અંગદ.)

ત્ર્યંબક જ્યાં તોડિયો, માન તુજ મોડિયો, છોડિયો ત્યાં તને ધર્મ ધાર્યો;
દુશમન જે દાખમાં, રાખિયો કાખમાં, પલક એક પાખમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા ભય તેના નવ ગણ્યા, વેદ ભણિયા હવે તારો વારો;
મારવો રંકને લૂટવી લંકને, પાપથી ઓસરે રામ મારો. ૫૮

( રાવણ )

માનવી માનવી સંઘરે છે સહુ, માંકડાં સાથ મન એનું મોહ્યું;
નાનપણમાંહથી નામ કાઢ્યું જુઓ, પરવર્યા પુરથકી રાજ ખોયું;
ક્ષત્રિવટ ખોઈને જોગ જટા ધરી, શરમ ને કરમ ને ધરમ ધોયું;
મંત્રિ તુજ સરખા પ્રાક્રમી પારખ્યા, રાવણે રામનું જોર જોયું. ૫૯

## ચોબોલા.

( અંગદ. )

મંત્રી તો પુન્યવંતા પૂરણ, ઘેર બેઠા લખ લુટેછે;
શ્રી દશરથના નંદન સાથે, ધારા વેદનિ છૂટેછે;
લાયક લીલા લક્ષમણ સાથે, અમૃતના ઘન ઊઠેછે;
અભાગિયો અકર્મી અંગદ, રત્ન પથર શું ફૂટે છે. ૬૦

## છપા.

અન્યાઈ બોલે આળ, ગાળ ગુણ હીણા દેછે;
અધરમના અવતાર, ભાર શું માથે લેછે;
મુજને તુજ પર હેત, ખેદ રાખી નહિ ખીજું;
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું;
જો વાલિ તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં;
તુજને રાખ્યોતો કાખમાં, મુજને રાખ્યો કૂખમાં. ૬૧

( રાવણ. )

વાળિ સરખા ક્રોડ, ચરણ મારા ચાંપે છે;
સુગ્રિવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપેછે;
ઇંદ્ર આદિ સુર–સાથ, હાથ જોડે જન ઝાઝા;
નથી સૂણ્યો તેં કાન, રિદ્ધિપતિ રાવણ રાજા;
ડોલાવું દશ દિગપાળને, સળકાવું શેષ–ધામને;
તું અલ્પબુદ્ધિ સમજે નહિ, રહ્યો વખાણે રામને. ૬૨

## સવૈયો ત્રીસો.

રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે તે, ઠાઠ શું જાણે ઠાકરનો;

મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીસોડી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો. ૬૩

કવિત.

(અંગદ.)

માન કહ્યું મૂઢ મતિ, જ્ઞાનહીન ગંડ-ગતિ;
શાપ દીધો સીતા-સતી, પડ્યા પાપ પાસમાં;
મોકલ્યો કાસદ કામ, હૂકમ ન દીધો રામ;
નેતો વાળુ ઠામઠામ, વાંદરા આ વાસમાં;
રૂદે નથી રતી રીશ, તોડી નાંખું તારૂં શીશ;
ભાંગુ ભૂજા વીસ હજુ, હેત રાખું હાસમાં;
ભલપણે ભાખું ભાખ, શાસ્ત્ર તણી દેઉં સાખ;
ઇંદ્રજીત જેવા લાખ, ઉડાડું આકાશમાં. ૬૪

## દેશાભિમાન.

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત!
દીપે અરૂણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝગળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકીત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સૌને, પ્રેમ ભક્તિની રીત,—
ઉંચી તુજ સુંદર જાત
જય જય ગરવી ગુજરાત.
ઉત્તરમાં અમ્બા માત,
પૂરવમાં કાળી માત.

છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય.
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિશ જયકર—
સંપે સ્હોયે સૌ જાત,
જય જય ગરવી ગુજરાત.
તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ.
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત;
શુભ શુકન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘુમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

નર્મદાશંકર.

## પ્રેમાંશી આત્મા.

જો કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે:
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. જો.

સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષારસિંધુનું માછલડું જયમ, મીઠા જળમાં મરે. જે.
સોમવેલિ રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
ચગળવંશિને વમન કરાવે, વેદવાણી ઉચરે. જે.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે તદપિ અર્થ ના સરે;
મત્સ્ય ભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. જે.
એમ કોટી સાધને પ્રેમ વિના, પુરૂષોત્તમ પૂંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમ ભક્તિયે વરે. જે.

દયારામ.

## નૂતન વર્ષ.

---

ગરબી. આજ દિવસ અનુપ આનન્દનો રે લોલ
ગાઓ સુરસ મધુર કંઠ,
ભગિની બન્ધુઓ રે લોલ!
દૂર, દૂર વાદ્ય દિવ્ય વાજિય રે લોલ. ૧

(સાખી) વાગે અનુપમ વાંસળી હેમાં એક અમૂલ,
વગાડનારો વિશ્વમાં સંતાઇ રહ્યો કો ગૂઢ;
(મૂળ ચાલ) ભગિની બંધુઓ રે લોલ!
દૂર, દૂર વાગતી એ વાંસળી રે લોલ. ૨

વાંસળી તણા સુરો ફરે ભરી રે લોલ!
એક તાન થઇ મચાવી ગાન,
ભગિની બન્ધુઓ રે લોલ!
દિવ્ય વાદ્ય સાથ સુર મેળવો રે લોલ. ૩

(સાખી) કાળી રજની જો ટળી, ઉષા હસે શાં હાસ!
ફૂલડાં વે આંગણે ઉભી રમવા અલૌકિક રાસ;
(મૂળ ચાલ) ભગિની બન્ધુઓ રે લોલ!
દિવ્ય રાસ સંગ તાલ સાચવો રે લોલ! ૪

(સાખી) અણુગણુ યુગના પગથિયા ચઢીયા આપણુ કાંઈ,
ચઢવાં હજી બાકી ઘણાં, બળ અભિનવ પ્રેરે માંહિ.
(મૂળ ચાલ) ભગિની બન્ધુઓ રે લોલ!
દિવ્ય વાદ્યના સુરો મનોજ્ઞ રે લોલ. ૫

(સાખી) રગ રગ એ ઉત્સાહ બળ વ્હેતું રહો ચિરકાળ;
ડગડગ કામ ધરી રમો રાસ યુવતિ, યુવક વૃદ્ધ, બાળ.
(મૂળ ચાલ) ભગિની બન્ધુઓ રે લોલ!
દિવ્ય ગાન ઓ સમીપ આવીયાં રે લોલ. ૬

(મૂળ ચાલ) સુદિન આજ આ અકથ આનંદનો રે લોલ,
એક સુરે ગાઓ મધુર ગાન,
ભગિની બન્ધુઓ રે લોલ!
દિવ્ય વાદ્ય સંગ સુરો મેળવી રે લોલ. ૭

નરસિંહરાવ.

## ઉષા.

( રાખી—ગઝલ. )

સનાતન યૌવને રાતી હસું આનંદ હું ન્હાતી,
આનંદ કુસુમ વીણતી દિવ્ય ઉપવનની માંહિ,
ને કુસુમો એ વેરતી મર્ત્ય લોકમાં કાંઇ;

કુસુમ વેરી મનુજ લોકે સુખ સુગંધે ભરૂં થોકે,
કૃતિએ ઉદ્ગારને યોગે મધુર ગાન હું રહું ગાતી. સના.
મુજ પ્રિય રવિના કર મહિં દિનભર રહું લપાઇ,
સંધ્યા રૂપ ધરી ફરી સુઉં ઉદધિના માંહિ;
સ્તુતિ રવિનાથના સંગે ઉઠું વ્હેલી કંઈ ઉમંગે,
ગગનનું આંગણું રંગે પૂરૂં હું કાંઇ મલકાતી. સના.

નરસિંહરાવ.

## સહસ્ત્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ.

---

અહિંયાં સહસ્ત્રલિંગ તળાવ વિશાળું હતું,
અહિંયાં પાટણ જૂનું અહિંઆ લાંબું સૂતું;
અહિંયાં રાણીવાવતણાં આ હાડ પડેલાં,
મ્હોટાં આ અહિ બુરજ મળ્યા માટીના ભેળા.
એમ કઇ કઇ નામ કરવી રહી વાતો હાવાં,
પાટણપુરી પુરાણ! હાલ તુજ હાલજ આવા!
ગુજરાતનો પૂત રહી ઉભો આ સ્થળમાં,
કોણ એવો જેહ નયન ભીંજ્યાં નહિ જળમાં?
જળ નિર્મળ લઇ વહે કુમારિ સરિતા પેલી,
ન્હાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી;
ઇશ્વર કરૂણા ખરે, વહી આ નદીરૂપે,
સ્મિત કરી પ્રીતિભરે, ભરે આલિંગન તુંપે.
તુંપે પાટણ! દયા ધરંતી એ સૂચવતી,
ભલે કાળની ગતિ, મનુજ કૃતિને બૂઝવતી;

મુજ પ્રેમસાગરપૂર વધ્યું જાણી આપખૂશું,
હો ધનવિભવ લૂટાય, કણ મુજ જાય ન લૂખું.
તોડી પર્વતશૃંગ મનુજ મહમરિયો મહાલ,
જાણે નિજ કૃતિ અમર ગળે કાળજ તે કાળે,
ને મુજ તનડું ઘડ્યું કોમળું પાણીગાળ્યું,
તે તો તેમનું તેમ રહે યુગ અનંત મ્હોર્યું.

નરસિંહરાવ.

## વૈષ્ણવનું લક્ષણ.

### પદ.

વૈષ્ણવ જન તો ત્હેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાચ મન નિશ્ચલ રાખે, તો ધન્ય જનના ત્હેની રે.
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીંહ્વા થકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથ રે.
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી રે લાગી, સકળ તીરથ ત્હેના તનમાં રે.
વણ લોભી ને કપટ રહીત છે, કામ ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈંયો ત્હેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે.

### પદ.

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો, અર્થ કાંઇ નવ સરે, ઉગરે એક ઉદ્યોગ ધરવો.

હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે.
નીપજે નરથી જો, કોઈ ના રંક દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દષ્ટ આવે નહિ, ભવનપર ભવનપર છત્ર દાખે.
ઋતુ લતા ફળ ફુલ આપે થયા, માનવી મુર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું તેહને તે સમે તેજ પ્હોંચે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરી જોડી કર નરસૈંયો એમ કહે જન્મ પ્રતિ જન્મ હારેનેજ જાચું.

## આર્તનો પુકાર.

દુરિત કૂપે પડયો હું હે જગત્ ત્રાતા!
શોભન લતા નીરખી મુજ પાય ચૂક્યો.
દુરિત કૂપે. ૧

શ્રવણ ન ધરી તુજ વાણી મંગલ,
કૂપ મુખ અંધ બની ચરણ મૂકયો.
દુરિત કૂપે. ૨

કરુણ રુદન સુણી તાત! ઉગારો,
નીરખવા દિવ્ય પ્રભા હું અતિ ભૂખ્યો.
દુરિત કૂપે. ૩

નરસિંહગત્ય.

# દુખિયાંનાં બેલી.

ધા સુણિયે દુઃખીયાની વ્હાલાં! બંધુ બનિયે.
બંધુ બનિયે રે! એનાં બેલી બનિયે,

એકજ જનનીનાં જાયાં,—
એકજ શિરછત્ર છવાયાં—
રંક બાંધુના રખવાળા લેખિયે!

બેલડીયાં બાંધ્યાં બરોબર—
સ્હેવા સર્જ્યાં શું સહોદર ?
દુઃખે દુઃખિયારાં આળાં અંતર ચાંપિયે!

દુખિયાનાં હૈડી બન્ધન—
રાચશે ઉર—આંગણુ નન્દન;
દીનને આંગણુ દયા સાગર રેલિયે!

દુખિયાનાં દેવ સહાયક;
દીનના તો સતત સેવક;
રંકને પગલે પ્રભુ—લીલા ન્યાળિયે!

સૈયારિ મીજલસ ભરિયે
હૈયાને હેલે ચઢિયે
વિભુના વ્હાલપનાં રૂડાં જ્યોતિ વન્દિયે
ધા સુણિયે.

લલિત.

## વ્હાલાંઓને ઉપદેશ.

સાંભળજો વ્હાલાંઓ ! વચનો દીનનાં;
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી;
અધિકારી છો જેનાં માનવ માત્ર જો !
એક પિતા પરમેશ્વર જાણો આપણો;
નિકટ સગાંઓ સમજો ભાઈ બહેન જો !
નીકો ન્હાની મોટી જે જીવો તણી;
વહતું તેમાં એક અખંડિત વહેન જો !
હસનારાંઓ સાથે તો હસવું ઘટે;
રડનારાંની સાથે રડવું તેમ જો !
એક બીજાંના આંસુડાંઓ લૂછતાં;
ઉંચાં ચડશો સ્ત્રી પુરૂષ સૌ એમ જો !
ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં;
સઘળાંએ સન્તોનો એ ઉપદેશ જો !
દિવ્ય દયા સાગર, યાચંતાં આપજો;
દીનજનોને અમન, એના લેશ જો !

મણિશંકર.

## મ્હેમાનોને.

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમચરણે અમ સદન સદૈવ સુહાય જો !

કરજો માફ હજારો પામર પાપ જે-
દિનચર્યામાં પ્રભુ પાસ પણ થાય જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે;
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ, જો !
શુશ્રૂષા કરી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

કાન્ત.

## ઉદ્‌બોધન.

ગરબી. જાગો ભારત સંતાન ! બન્ધુ હો ! જાગો હવે તો;
ઊગ્યો વિમળ સત્ય ભાણ, બન્ધુ હો ! જાગો હવે તો;
જાગો ભારત સંતાન !

સાખી. પડ્યા ઘોર નિદ્રા વિશે, ગયાં વર્ષ અસંખ્ય;
મૃતસમ પડિયા બન્ધુઓ ! નવજીવન લ્યો નિઃશંક;
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારત સંતાન ! ૧

નિદ્રિત દેખી આવી ત્યાં રૂઢિ રાક્ષસી ક્રૂર;
બાંધ્યાં બન્ધન ઝકડીને, લીધું ચોરી જીવન નૂર;
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારત સંતાન ! ૨

તોડો બન્ધન બળ કરી, આળસ મરડી અંગ;
જીવન માર્ગે સંચરો ધરી અભિનવ વિરલ ઉમંગ;
બન્ધુ હો! જાગો હવે તો!
જાગો, ભારત સંતાન! ૩

બન્ધુ ભાવ સહુ આર્યમાં પ્રગટે કહો શી પેર?
હૃદય હૃદય જ્હાં વ્યાપિયું દુષ્ટ જાતિભેદનું ઝેર;
બન્ધુ હો! જાગો હવે તો!
જાગો, ભારત સંતાન! ૪

ભેદ ન જોતા આર્યજન પુરાણ ભારત માંહિં,
ગુણ કર્મે વર્ગો રચ્યા, તોય બન્ધુવર સ્થિર ત્યાંહિં;
બન્ધુ હો! જાગો હવે તો!
જાગો, ભારત સંતાન. ૫

ભેદ તજો, સંપજ સજો, ભજો એક ભગવાન,
ધર્મ પથે સ્થિર હજો, તો પામીશું પુણ્યનું સ્થાન;
બન્ધુ હો! જાગો હવે તો!
જાગો! ભારત સંતાન! ૬

નિન્દા કરશે નિન્દકો, નવ ધરશો તે ધ્યાન,
સત્ય તણો ધ્વજ ધારીને કરો જીવનરણમાં પ્રયાણ;
सत्यमेव जयते ગજવજો,
શૂરાં ભારત સંતાન! ૭

નરસિંહરાવ.

# અમે.

અમે દિવ્ય ગીતો ગાનારા, સ્વર્ગીય અમારો સૂર;
અમે પીયૂષ પી પાનરાં, કંઇ સ્વર્ગ તણું સુમધુર.
અમે દિવ્ય ઝરણુ ન્હાનારા, દાખવતા નવલું નૂર;
અમે કુદરતને ચ્હાનારા, અમે ઘડી ન રહિયે દૂર.
અમે એકાંતે જઇ વસિયે, કરવા કુદરતનું ગાન;
અમે ધાંધળમાં પણ ધસિયે, ધરવા દુનિયાનું ધ્યાન.
જગ વસિયે, જગથી ખસિયે, કસિયે અમ ઉરની તાન !
અમે કદી કદી ખુબ હસિયે, કદી રડી દઇયે સહુ પ્રાણ !
અમે અંધારામાં ઉડિયે, બુલબુલશુ ગાતા ગીત;
અમે રસસાગરમાં બુડિયે, બુડતા તરતા શુભ રીત.
કદી મેઘ સમાન ગડુડિયે, કદી શાંતિ ધરિયે શીત;
અમે સત્ય બધેબધ ઢુંઢિયે, છે સત્ય અમારી પ્રીત.
અમે સરિતાકાંડે[1] બેશી, કરિયે ઘડી કૈંક પસાર;
અમે સાગરહૃદયે પેશી, ભરિયે અમ રત્નપટાર;
આકાશ પતાળ પ્રવેશી, કરિયે સ્વચ્છંદ વિહાર;
અમે સર્વ ખલકના બેશી, વળી સેવક ને સરદાર !
અમે સૂરજ સાથે ફરિયે, કદી ચંદાનો ધરી હાથ;
કદી તારકમાંહિં[2] વિચરિયે, કદી ભીડિયે નભશુ[3] બાથ.
કદી સખી ઉષાને[4] કરિયે, કદી રમિયે સંધ્યા સાથ;
અમે વિશ્વ બધું ઉર ભરિયે, છે સ્હાય ત્રિભુવનનાથ!

---

૧ નદી કિનારે. ૨ તારાઓમાં. ૩ આકાશ સાથે. ૪ પ્રભાત (Dawn)

અમે આશ નિરાશે જડિયે, આંસુ ઝરતો અમ પ્રેમ;
અમે સુખને દુઃખમાં ધરિયે, અમે દુઃખને ગળિયે હેમ!
છાયા તજી તડકે પડિયે, અકળિત અમ ઉગ્ની નેમ;
અમે હસતા હસતા રડિયે, વળી રડતા હસિયે તેમ!
અમે રસ ઝરતા ફુંવારા, અમે તેજભર્યા ભવ્ય ભાણુ[૧];
અમે ઝગઝગતા જગતારા, અમે ચૌદે રત્નની ખાણુ.
જગમાં ને જગથા ન્યારા, માનુષી ને દૈવી પ્રાણુ;
અમે અણુગમતા ગમનારા, અમે જાણીતા અણુજાણ!
અમને નહિ દેશો દોષો, અમે કુદરતનાં હથિયાર.
અમે તો કુદરતના કોષો, ભવરણશીંગાં ફુંકનાર!
કદી હસશો ને કદી રોશો, અમે ભાવિદર્પણકાર;
અમ હૃદય અજબ કંઈ જોશો અમે એક અનેક પ્રકાર!

ખબરદાર.

## મહૂલી.

મહૂલી મજાની પેલે તીરઃ સન્તો વ્હાલાં!
અનેરી અમારી એ લગીર! ધ્રુવ૦
વૃક્ષો વેલડીયોવાળાં: કુમળાં ફળફૂલ રસાળાં:
લઇ જાઓ લ્હાણું એ લગીર! સન્તો૦
સામે સંસારી વિલસે વચ્ચે જીવન સરિતા વ્હે;
રેલવિયે ત્યાં રસરંગ લગીર! સન્તો૦

---

૧ સૂર્ય.

મનની કંઇ મોજ મજાઓ: ઉર સહૃદયનો કાંઇ લ્હાવો:
લેવાને આવજો લગીર! સન્તો૦
ઉડવાંયે અદ્ધર સેયારી—સુખ દુઃખની કંથા ધારીઃ
આનંન્દ ઓર એ લગીર! સન્તો૦
લગની રહેવા રહાવાની: ગીતડાં વિભુનાં ગાવાની
લાગે તે આવજો લગીર! સન્તો૦

લલિત.

## શિકારીને.

રહેવા દે! રહેવા દે! આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આવી, વિશ્વ આશ્રમ સન્તનું;
પંખીડાં, ફુલડાં રૂડાં, લતા આ ઝરણાં, તરૂ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વ સૌંદર્ય કુમળું;
તીરથી મારવા પક્ષી, વ્યર્થ આ ક્રૂરતા મથે,
તીરથી પક્ષી તો ના ના, કિન્તુ સ્થૂળ મળી શકે.
પક્ષીને પામવાને તો, છાનો તુ સુણ ગીતને,
પક્ષી ત્હેના પ્રભુ સાથે, હૈયામાં મળશે ત્હને.
સૌન્દર્યો વેડફી દેતાં, ના ના સુંદરતા મળે,
સૌન્દર્યો પામતાં પહેલાં, સૌન્દર્ય બનવું પડે.
સૌન્દર્ય ખેલવું એ તો, પ્રભુનો ઉપયોગ છે,
પોષવું પૂજવું એને, એ એનો ઉપભોગ છે.
રહેવા દે! રહેવા દે! આ સંહાર યુવાન તું,
બધે છે આર્દ્રતા છાઇ, ત્હેમાં કે બળવું બલ્યું.

કલાપી.

# એક ઘા.

---

( મંદાક્રાંતા. )

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો!
છૂટ્યો તે ને અરરર! પડી ફાળ હૈયા મહિં તો!
રે રે લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઇ જાતાં,
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતાંમાં.
મેં પાળ્યું તે તરફડી મરે હસ્ત મ્હારાજથી આ,
પાણી છાંટ્યું દિલ ધડકતે ત્હોય ઉઠી શક્યું ના!
ક્યાંથી ઉઠે? જખમ દિલનો ક્રૂર હસ્તે કરેલો,
ક્યાંથી ઉઠે! હૃદય કુમળું છેક તેનું અહોહો!
આહા! કિન્તુ કળ ઉતરીને આંખ તો ઉઘડી એ,
મૃત્યુ થાશે! જીવ ઉગરશે! કોણ જાણી શકે એ?
જીવ્યું આહા! મધુર ગમતાં ગીત ગાવા ફરીને,
આ વાડીનાં મધુર ફળને ચાખવાને ફરીને.
રે રે! કિન્તુ ફરી કદિ હવે પાસ મ્હારી ન આવે,
આવે ત્હોયે ડરી ડરી અને ઇચ્છતું ઉડવાને;
રે રે શ્રદ્ધા ગત થઇ પછી કોઇ કાળે ન આવે!
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઇ સામર્થ્ય ના છે!

કલાપી.

## કાળચક્ર.

મહાનદીનો . ઓઘ ધુઘવતો ચાલ્યો જાએ,
કાળચક્રનો ત્યહાં પડે ચીલો ન જરાએ;
ગગનચુમ્બી ગિરિરાજ ઘડયો કઠ્ઠણ પથરાએ,
કાળતણું ત્યહાં ચક્ર ઘસાઇ ખાંડું થાએ.
ધ્યાન ધરંતો ઉંડું પડયો નભભણી નિહાળે,
સિન્ધુરાજ ગંભીર ઘોષ કરતો કંઇ મ્હાલે;
કાળચક્ર જે ઘુમે ન્હાનું શું ત્હેની નજરે,
હસી મંદ તે ભણી લગીરે મન તે ન ધરે.
ને છેદી ગિરિશીશ ચણે મંદીર મ્હોટાં જે,
નિજ આજ્ઞા અનુસાર ખેંચી નદીઓને ગાજે;
નાચે સાગર પીઠ ન જાણી મહિમા ત્હેનો,
એસી કાયલા માંહી જગત ધણી માનવ તે તો.
તે તો માનવરાજ ઘુમે જે ગર્વે ભરિયો,
લઇ મંદિર નિજ સાથ સાથ લઇ નાવ નગરિયો;
ચક્ર અડંતાં વાંત કાગતણું થાએ ચૂરો,
ને જાણ્યું નવ જાય જાય ક્યાં ઉડી શૂરો.

નરસિંહરાવ.

## કડવું ૨૪ મું—નળાખ્યાન.

વહુદશ્વ કહે છે વચન, સાંભળ સ્વયંવરનું વરણન;
પડો સાંભળ્યો સરવે રાતે, શિડવા ઉજમ થતે પ્રભાતે.

શીઘ્ર જાણે વર્યાની તકે, તેડું મોકલ્યું રથ બીમકે;
નહિ અતિ ઢાળ કીધાનું કામ, નહિ મળે બેસવાનો ઠામ.
ભીડ ભરાઈ ગામ ભાગળથી, રંક રાય જાય આગળથી;
મળે શુકન તે સામાં તેડે, શુકન વંદિ શીઘ્ર રથ ખેડે.
કરે તિરસ્કાર સેવક પર રીસ, પડે મુગટ ઉઘાડે શીશ;
જાય અસ્વાર બહુ અલબેલા, હીંડે છે જેમ જળના રેલા.
રાય રથ માંહોમાંહી અડકે, ત્રાડે હસ્તી ને ઘોડા ભડકે;
બેઠા અસ્વાર પડે નીસરી, તેહ મળે કહીંક જ ફરી
વાહન પડયા ચાલ્યાની છગ, ચરણ રેણુંએ છાયો નભ;
ત્યાંતો થઇ રહ્યું અંધારૂં ઘોર, પડિ રહ્યો છે સોરાસોર.
બોલે દુંદુભીના બહુ ડંકા, અકળામણના વળ્યા અંકા;
સઉને દમયંતીનું ધ્યાન, પ્રાણિ માત્ર વર નહિકો જન.
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળિ મંડપ બારણે;
દ્વારે ઉભા છે જોષ્ટિકાદાર, તેડે જેને જેવો અધિકાર.
ડાહ્યા થઇ મંડપમાં પેસે, વાંચી નામ ને આસને બેસે;
એક મંત્રિ સેવક ને ખવાસ, ત્રણ ત્રણ સેવક રાય પાસ.
કોણ મંડપ કેરી .રચના, વરણવિ શકે એક રસના;
કદળી–સ્થંભ રોપ્યા દ્વાર, માંડયાં આસન હારોહાર.
જશ ગીત બંદીજન બોલે, ઉનમત્ત ત્યાં મેગળ ડોલે;
નાના વિધ ચિતર ચીતરિયાં, જાણે દેવવૃંદ ઊતરિયાં.
ઉડે અબિલ ગુલાલના છાંટા, વાજે ઢોલ ને ઘુંઘર ઘંટા;
બેઠા મંડપમાં મહામૂની, લાગિ વેદ શાસ્ત્રની ધૂની.
જટિલ જોગી બેઠા પાવન, રાયના ભાટ ભણે બાવન;
રાયને છત્ર ચમર શિર ઢળે, મુગટે મણિ બહુ જળહળે.

અગર ધૂપ સુગંધ ઉવેખે થાય વાજિંત્ર નાદ અલેખે;
નટવા ત્યાં કરે છે નૃત્ય, ફરે કૂદકિ દાંઢે શૂન્ય.
બોલે ઘુઘરિના બહુ રણકા, ગર્વ-ઘેલા નાચે ગુણકા;
પગનિ પાનિયે શોભે ઘણા, વાજે કંકણ ને ઘૂઘરા.
ગીત ગાય કોકીલા સ્વરા, અનંગ વધારે છે અપસરા;
જાણે સુરપુર મંડપ-ઘરા, નાચે નારી નરચિત્ત હરા.
ભિમક ભૂપને દે છે માન, આવિ બેઠા સવિ રાજાન;
વસ્ત્ર કેસરમાં ઝબોળી, બેઠા આસને ચાવે તંબોળી.
વર થઇ બેઠા પ્રાણી માત્ર. સભામાં કરે છે વરૂઆં ગાત્ર;
શરિરે ક્ષત દાઝના ખોડ, તેને દમયંતિને વરવાના કોડ.
બાળ યોવન ને વળિ વૃદ્ધા, તેને દમયંતિ પરણવાની શ્રદ્ધા;
કો કહે મોટા કુળના કુંવર, કો કહે આઘ તમ રૂં ઘર.
આશા અભિમાને બનિયા નર, ઘરડા થઇ બેઠા નહાના વર;
વાંકા મુગટ મુકયા શિરવર, વતાં કરાવતાં ત્રાગા છેર.
તનમન કન્યાને અરપણ. મુખની ટાળે નહિ દરપણ;
કેટલા કરે તિલકની રેખા. કેટલા માંહોમાંહિ અદેખા.
કેટલા કરે છે પૂછાપૂછ, હું કેવો છું મારે મુછ;
જેના મુખમાંહિ નહિ દંત, તેને દમયંતિ પરણવાનું ચંત.
કેટલાં વૃદ્ધને ડાચાં મળિયાં તે તો બેઠા ચુંટાવે પળિયાં;
જોશિની પગેપૂજન કરી, દેખાડે હાથ જન્મોતરી.
જો દમયંતિ મુજને પરણે. જોશિ! લગું તમારે ચરણે;
જેનાં બેશિ ગયાં ગાળસ્થળ, મુખમાં રાખે બન્ને ફોફળ.
અને ઉંચા કરે ગાલોડા, જુએ કાચમાં સરખાં ચોટા;
એમ આશા પૂરણ સર્વ કોય, કન્યા તો વાટ નળની જોય.

વળણ.

વાટ જુએ છે નગતણા દાનીને કડે છે સતી;
હું સ્વયંવરમાં પુત્રી આવું; પ્રથમ આવે નૈષધપતી રે.

## કડવું ૩૧ મું. નળાખ્યાન.

મોસાળ પધારોરે બાળક બાળુંડા રે, માહારાં લાડકવાયાં એ બાળ.
નમ્રમાં થઈ વર્તો રે, સેહેજો મામામામીની ગાળ. મોસાળ.
રૂદયામાં ચાંપરે, પેટના છેલ્લું વેલ્લું લાડ;
હવે મળવાં દોહલાં રે, ઓળાયે તો પ્રભુજીનો પાડ. મોસાળ.
થયાં માતા વેગળાં રે, નહિ કોઈ રહે રૂડો સાથ;
રોશો હરખું હાટતે રે, હવે કોણ ફેરવશે હાથ. મોસાળ.
ગુરુ સુદેવજી રે, તમારે, ખોળે છે રે તન;
કહેજો મુજ માતને રે કરે જીવની પેરે જતન. મોસાળ.
પુત્રિ જમાઈએ રે, કહેજો વનમાં પૂર્યો વાસ;
કહેજો મુજ તાતને રે, લે વિજોગીનો તપાસ. મોસાળ.
ચુંબન કરી માવડી રે, ફરી ફરી એ મુખ જોય;
હઈયેથી ન ઉતરે રે, દમયંતિ રાણી રોય. મોસાળ.

પ્રેમાનંદ.

## કડવું ૫૮ મું. નળાખ્યાન.

બાહુકે દીઠાં બાળનાં, ઉલટયું અંતઃકરણ;
દાઝ્યાં માંનાં બાળકાં, દેખિને આવે મરણ. બાહુક.

કહ્યાં કીધું કળજુગે, બાળ વરત્યાં મોસાળ;
કોણ કૃત્ય મેં આચર્યાં, તજ્યાં અંતરિયાળ. બાહુકે.
સંજોગ સાગર ઉલટયો, નેણ વર્ષા સમાન;
આલિંગન દેવા સુતને, નળે કીધી સાન. બાહુકે.
મળવાને તેડ્યાં બાહડાં, કર લાંબા કીધા હાથ;
છળ્યાં સ્ત્રીનાં છોકરાં, પાડે ચીસે ચીસ. બાહુકે.
દાસિયે રૂદ્દાશું ચાંપિયાં, બાહુકને કરિ તિરસ્કાર;
રહેવા દે તારૂં રમાડવું, રૂએ રાજકુમાર. બાહુકે.
બાહુક કહે એ બાળને, સાંઈ દેવાનો સ્નેહ;
નારે ભાઇ થાય ભેટતાં, કાળિ કુંવરની દેહ. બાહુકે.
છે છત્રપતિનાં છોકરાં, મળવા કયમ થયું મન;
શે દુખે થાયે ગળગળો, રોઇ ફુટશે લોચન. બાહુકે.
બાહુક વળતો બોલિયો, મારે બાળનિ જોડ;
આ દેખિને તે સાંભર્યાં, થયો રમાડવા કોડ. બાહુકે.
દાસિયે કહ્યું દમયંતિને, બાળ્ય બાહુકની વાત;
આશ્ચર્ય દીઠું અતિઘણું, કાળો કરે આંસુપાત. બાહુકે.
દમયંતિ પૂછે ભિમકને, બાહુકમાં નળની ભ્રાંત;
આજ્ઞા હોય તો એહને, તેડી પૂછું એકાંત. બાહુકે.
ભીમક કહે સુતા સતી, તને શી કહું શીક્ષા;
બોલાવો સુખે બાહુકને, કરો નળની પરીક્ષા. બાહુકે.
વૈદર્ભિ આવ્યાં અંતઃપુરે, જ્યાં પોતાની મેડી;
દીધી આજ્ઞા દાસિને, લાવો બાહુકને તેડી. બાહુકે.
શીઘ્ર આવી સાહેલડી, અંતરમાંહિ ઉલ્લાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, દમયંતિના પાસ. બાહુકે.

રાયજી વળતો બોલિયો, હું છું દીન કંગાલ;<br>
વરવા સાથે વૈદર્ભિને, વાત કર્યાનું શું વહાલ. બાહુકે.<br>
સોમવદની સુંદરી, સારંગ નયની સુજાણ;<br>
વાત કરતાં બ્રહ્મચર્ય ભાગે વાગે મોહનાં બાણ. બાહુકે.<br>
પરઘરમાંહે અમો નવ પેસું, સ્ત્રીના ચંચળ મન;<br>
સાધુ પુરુષને સધ પાડે, આવિને દે આલિંગન. બાહુકે.<br>
દાસીને તત્ર હાસ્ય આવ્યું, દૈવનાં કૌતુક જોય;<br>
વિશ્વ મોહિનિ દમયંતી તે, અભિયાને કેમ નહિ મોય. બાહુકે.<br>
બોર ન ખાય કો કરતણાં, વિપરિત વપુનું વાન;<br>
એવાં ઉપર વળિ કર્મ લડયાં, વળી રૂપનું અભિમાન. બાહુકે.<br>
બળાત્કારે તેડયો બાહુક, દાસી થઇ બાંહધર;<br>
નીચિ નાડે નલ ચાલિયો, જ્યાં ઘરૂણીનું ઘર. બાહુકે.<br>
જાતાં કહે છે કિંકરીને, બ્રહ્મચર્યને છે ઘાત;<br>
વૈદર્ભી વિકારે ભરી મને વશ કરવાની વાત. બાહુકે.<br>
માધવી કહે બોલ્ય વિચારી, કોણ ભાગે છે ધર્મ;<br>
વૈદર્ભી તને કયમ નહિ વરે, કરે અમી-કર્મ. બાહુકે.<br>
નથિ આશરો ગયા તણો, કહિં બીડાવ્યાં કપાટ;<br>
દાસિયે દેખાડી આંખડી, ત્યારે ચાલ્યો પાધરિ વાટ. બાહુકે.<br>
બાહુકને બારણે બેસાર્યો, ઢાળિ રૂપાનો બાજઠ;<br>
દમયંતિ ઉમરા ઉપર બેઠી, આડું ધરિ અંતરપટ. બાહુકે.<br>
બાહુક ખુંખારે આળસ મોડે, માંડયાં વિષયીનાં ચિન્હ;<br>
ચિત્ત મળ્યું ત્યાં ચક કશો રે, જો નથિ ભિન્નાભિન્ન. બાહુકે.

**ઉથલો.**

જો નથિ ભિન્ન નિજ તો, મળે અંતરપટ કશું;
નહિ ઓળો જો મન મૂઆ, તો અમો ફરીને જશું.

પ્રેમાનંદ.

## કૃષ્ણરામ.

---

### કળિકાળનું વર્ણન—ગરબા છંદ.

(આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા, એ દેશી.)

વિમળ મતિ વિપરીત, વળવા લાગી સહુની;
પરમારથની પ્રીત, બહાર ખસી ગઇ બહુની.
ઉત્તમ ચારે વરણ, ઉત્તમતાને મુકી;
કરે અધમાચરણ, ચિંતન હરિનું ચૂકી.
વાડવ વિદ્યાવાન, થઇ પશુ ઘરઘર ડોલે;
શૂદ્રતણું સનમાન, નહિ પણ આશિષ બોલે.
વાંચે જે વેદાંત, કનુ લોભે કંઇ ઘરમાં;
સમજે નહિ સિદ્ધાંત, બૂડે ભવસાગરમાં.
વિપ્ર પરસ્પર વેર, કાળ કાગળો કરતા;
જરને માટે ઝેર, મમતામાં નિત્ય મરતા.
વિદ્વત થઇને બ્યાજ, સગાંય જનનું ગણિયું;
કરે અધમતાં કાજ, ભ્રાંતે મનડું ભમિયું.
શાસ્ત્રતણી નહિ સાન, વામ માર્ગે ચાલે;
હરિને મોહરવાન, મોટા થઇને માલે.

મારણ મોહન જાર, ઉચાટન આરાધે;
ઉત્તમ થઈ અભિચાર, સુતરનું માટે સાધે.
ભણ્યાં અડદ ઉપરાન્ત, મધુ મહિમાં ન માહે;
દારૂણ લઈ મ દાન, કાગ સમે કઈ કઈનું.
શૂદ્રાદિકને ઘેર, શાસ્ત્ર શીખાડે કથન;
પરમ ધર્મના પેર વિપ્રતણી ગત વહિને.
એકાદશાનું અન્ન, બ્રાહ્મણ પન ભખ;
ધણિને નોય જો ધન, ઘર ઘરેણું વેચાવે.
મસ લઘુશંકા લીંટ, દેખનાં જ ઈં દિસે;
એ ઠેકાણે ઈંટ, માંડ પત્રાળી પ્રાસ.
રામા કરે રૂદન, હાથ વાળતી હઈયે;
આરોગે ત્યાં અન્ન કોણ કાણને દિયે.
રડતા રાજદ્વાર, પંડિત થઈને પક્ષ;
દેવડિયે છડીદાર, સહિસે તેના ધક્કા.
તોપણ નાવે લાજ કિંકર મૂકે કાઢી;
વર્ષાસનને કાજ, દરબારે જાય દહાડી.
નાત નાતની નિત્ય, અદી કરે અડઅડતા;
વર્ષા બધુ ને શીત, નહી વારે હતા.
અન્નતણો મુખ ગ્રાસ. તોપણ એ લે ગાળી;
દામતણા થઈ દાસ, પેટ મરે પાળી.
વૈશ્વદેવ નૈવેદ, બ્રહ્મયજ્ઞ કે તર્પણ;
ભૂત બળિનો ભેદ, જાણે નહિ બ્રહ્માર્પણ.
સસરા કહિને ગામ, પુત્ર પોત્રને દેતા;
એવા ચઢાવી આળ, લાંચ પટેલ થે લેતા.

એક નોતરે ચાર. જમવા કાજે જાતા;
ન જુએ વરણાચાર, તેને ઘેર ઘેર ખાતા.
થીવા લગણ ભગાઇ, પરનુ આવે પ્ર થી;
રાત બધા ગગડાઇ, વાણે નાંખે વાશ..
પલાંડુ લશુણ કલીંગ, મધુ પુષ્પ ને ગાજર;
અફિણ તમાકુ ભંગ, વ્યસન કર્યામા હાજર.
બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણ નિંદા સાધે;
સગાં સગાંમ ખ ર, કલાહ કરીને બાધે.
પરનાતિની રાંડ. નિજ નાતોમાં ઘાલે;
દામે હળકી દાદ મનને ાને ચાલે.
ઘરમાં ક્ષિપ્રા ખાય, સરખા થઇ સંબંધી;
કુલીન જમવા જાય, ત્યાહ ધાકની બંધી.
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવ્યું ભખવું;
ચિત્તમાં નિત્ય ચહાય, પૂર્ણજિયાનું જમવું.
વાટે વાટે વ્યાસ, થઇને માગુવજાર;
ખાંચે બેઠાં પાસ, તેહ તાળીઓ પાડે.
શ્રુતિ સ્મૃતિના વાત, કાળ જીવ ઇશ્વરની;
જાણે નહિ કાંઇ જાત. રાગ તાલ કે સ્વરની.
પીંગળ રીતે છંદ, કવિના કર્યા ન જાણે;
પોતાતણા પ્રબંધ, રચી રાગડા તાણે.
નાતરિયાની વાત, ખરી ને રેંટીડા;
ગાતાં સ્યામા સાથ, કરે કટાક્ષે ક્રીડા.
અંગુળિયે અંગુઠ, બંધા ગાય ઉછળતા;
મોટા થયા તો મૂઠ, બીજા મરે જે બળતા.

જજમાનોથી રીશ, કરિને હાપૂ લેતા;
નહિતર પાડી શીશ, રૂધિરે હાથા દેતા.
કંઇ ધન કાજે થાય, વેહોરાના વાણોતર;
કંઇ ટારશહિયે જાય, કંઇ ભીખંતા ઘરઘર.
કંઇક નાંખતા ટેલ, કંઇ વાંટણિયો વીંટે;
કંઇ હાંકતા બેલ, શકટ ભરીને ઈંટે.
કંઇક કરંતા રાસ, નારી રૂપ થઈ નાચે;
મશકરિયોથી હાસ, કંઇક કરાવે સાચે.
કંઇ પાણી ભરનાર, કંઇક રસોઇ કરતા;
કંઇ હોય નાકાદાર, કંઇક કરોડે ફરતા.
કંઈ લે ભરિને દામ, સંપણુ શકટ ઇજારે;
કંઈ શેઠોનાં કામ, બેઠા કરે બજારે.
એક નાતમાં નાત, કાળજ બાજી કીધી;
ગૃહસ્થ ભિક્ષુક જાત, દીકરીઓ નવ દીધી.
નમસ્કારની રીત, તજી સલામો કરતા;
પરનાતીની પ્રીત, મનમાં કદી ન ધરતા.
વાડવ થયા વકીલ, ઘરઘર કેરા ઠાકર;
દિવ્ય વધારે દિલ, યવનતણા થઇ ચાકર.
ફારશિયોના હરફ. વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તરફ, ગમતા દીઠા ગાણે
દીકરિયોના દામ, રૂદયે લાગ્યા રચિયા;
કરે કારમાં કામ, કેશ ધરે કાનશિયા.
બેસે બાણુને બેશ, ચકલે ડંમર હાકે;
અરધ ઉઘાડે કેશ, તારૂણિયોને તાકે.

કંઈક કીધાં કામ, વેગા જૈનને વંડી;
નીચ જનોને નામ, આ [illegible] કરી
કંઈક પૂજતા પાપ, અહંકાર ભર્યું આરસ;
પયમાં નાંખ્યા નીર, કંઈ વેચંતા ગોરસ.
કંઈ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી;
કંઈક કરે વ્યભિચાર, નાર પારકી દેખી.
સાઠે વર્ષે સાન, કંઈક મૂકી નરસું;
વારૂ થઈ વિદ્વાન, ફરી જ્ઞાન પરસ્યું.
નાથે કાઢ્યો નરક, પોતે પાછો પેસે;
ગંદકીમાં ગરક, બાવા થઈને બેસે.
વાડવ ઉપર વેર આડું તેં કરમ આણ્યું;
કળિયે કાપ્યો કર, કારણ કાંઈ ન જાણ્યું.

* * * *

આ અવસર આક્ષેપ, થઈ જગનાં કામ ઝીલો;
કરીને કરડો કોપ, કળજુગે ચાંપ્યો કિલ્લો.
નરપતિ થઈને ન્યાય, પૂછી જોતાં ન બીકે;
ધન લેવાને ધાય, અન[illegible] કરતો [illegible].
વિપ્રને વપુનો દંડ દેતાં દયા ન આવે;
પેખે પણ પાખંડ, લાંચે વચન લલચાવે.
કંઈક વધારી કર, રાંક લોકને રગડે;
જ્યાં જ્યાં દેખે જર, યુદ્ધ ત્યાં ત્યાં ઝગડે.
પરદારાનો સંગ, રાતે તેમાં રમતા;
ધારી ન જુએ ધર્મ, દક્ષ જનોને દમતા.

ફૂડી ધરતા કાન, ચુગલ-જનોની ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દબી સંગે દહાડી.
વેદશાસ્ત્રની વાત, કદી ધરે નહિ કાને;
રાજી રહે દીન રાત, ગુણુગા કરે ગાને;
ગો બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિ ફૂડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભૂંડા.
શાક ભાજીઓ ફળ, એપર અંત ઇજારા;
વળી બતાવે બળ, ઝોળી ગળા ન્યારા.
કાષ્ઠ શકટથી કાઠ, કટગાક તો કાઢી;
કડકા ભારે સાઠ, દરવાનાદિક દહાડી.
વર્ષે વર્ષ સવાઇ, ઇજારદારી વધારે;
રઇયત રૂવે રગડાઇ, કો આગળ પોકારે.
ચોરે જણુવે તોર, દોડાવીને ઘોડા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા.
ચોરોના અસવાર, બાન પકડતાં લૂટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પૂંઠે.
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઇ ધરે નહિ કાન, રડે બિચારા પોકે.
અન્યાઇના દામ, લેઇ ઠરાવે સાચાં;
ન્યાઇયા લે જો નામ, તો તો હણે તમાચા.
રાખ્યતણાં સંતાન, રાય આપણુને માને;
દુશ્મન થઇ દીવાન, કેદ કરે રાજાને.
થોડો જોઇ અપરાધ, મંદિરિયાને મારે;
બળવંતોનો બાધ, કરી શકે નહિ ક્યારે.

વરતાવે નહિ ધર્મ, રઇયત જનનો રીતે;
પોતે પણ સત કર્મ, ક ા કરે નહિ પ્રીતે.
ઉત્તમ જનને આંચ, વિપથી નિત્યે દમતા;
વર્ષ ચાર કે પાંચ, એટલામાં આથમતા.
કળિયે કીધો કેર, જેમ શશિ ને રાહુ;
માધવ કરિયે મેહેર, જોઈ પોતાના બાહુ.
વૈશ્ય કરે વિપરીત, તોલ ન સાચા તોળે;
પરમારથની પ્રીત, મૂકી મગદળ ચોળે.
બાર પાણનો માલ, વીસ પાણે વેચંતા;
દોડ દોડ દલાલ, કળહળ કેક કરંતા.
કહે ધર્મના સમ, ધર્મ ધસરકે ધુળે;
તોયે ત્યમનું ત્યમ, મરદી નાંખે મૂળે.
હેતસ્ત્રી થઇ હાણુ, કરીને લે જે ખશિયે;
વદે પરસ્પર વાણ, પોતાની પારશિયે.
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઇ દરબારે કહેતા,
શાણા થઇને શેઠ, પાન તમાકુ ચાવે;
વાડવ પાસે વેઠ, કાયાતણી કરાવે.
લેઈ આપ્યાની આશ, મનમાં ફરી ન રાખે;
દામતણા થઇ દાસ, ભૂંડું મુખથી ભાખે.
જતિ ગુરૂ બ્રાહ્મણ દેવ, ગોસાંઇ વિધવાનાં ધન;
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન.
ચાર રામની ઘર, થઇને કરતા કાળું;
જિરવી કઇનાં જર, દેખાડે દેવાળું.

મનમાં રાખે મેલ, મુખ જણાયે મીઠા;
ધૃતમાં ઘાલી તેલ, દેતાં કઇંન દીઠા.
કહી બતાવે કાય આપે વસ્તુ બીજી;
મગન થયે મનમાંય, તાળી આપે રીઝી.
વૈષ્ણવ થઇને વેષ, અબળાને આરાધે;
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે.
સમર્પણી થઇ સ્વાદ, શીરાપૂરી જમતાં;
ગુરૂનો લઇ પ્રસાદ, રામા સંગે રમતા.
વિપ્ર અડે જો અંગ, સુવાઈ જઇને થૂંકે;
ઉરમાં અતિ અનંગ, માનીજણી ન મૂકે.
સાચા મનથી શરણ, ગુરૂ ચરણે નવ રહેતા;
કરે અધર્માચરણ, કલ્પી કંઈ મત કહેતા.
અજ મૂકાવી ધન, હિંસકને ચવરાવે;
માણસ લાયક અન્ન, શ્વાનાને ખવરાવે.
જીવદયા પ્રતિપાળ, થઇને કરે પિંજરા;
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સારા.
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે;
ગર્ભિણિયોના ગાભ, ઓષધ આપી ગાળે.
પરધનથી પરતંત્ર, સમજે નહિ શીખામણ;
જપે મૂઠના મંત્ર, કંઇને કરતા કામણ.
પરનારિને સંગ, પ્રીતિ મનમાં પેસે;
અલંકારથી અંગ, સરસ સમારી બેસે.

*   *   *   *   *

દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે;
વિઠલતણો વિશ્વાસ, શૂદ્રોને મન ભાવે.
ઉત્તમનાં આચરણ, કનિષ્ઠ થઇને કરતા;
સજ્જન જનનું શરણ, એળખિ નવ આચરતા.
રાજ–સેવાની રાત, જાણે નહિ પણ ગમે;
મુખમાં કથા નિત્ય, મત્સ્યો ચરચો ભખે.
દેખે પરની નાર, રૂપાળી મનમાની;
દંડ ભરી દરબાર, તે છંડાવે છાની.
સંતાનેના સહિત, અષ્ટ મંગળે માણે;
નારી પામે નીત, જગ જીત્યો એમ જાણે.
ગરીબ કેરું ઘર, ઊન્નાળીને એ લે;
છતનો વાધે છર, મેલા થાયે મેલે.
નવ ઠેકાણે જઇ, આવે દશમે દ્વારે;
કાંતા તેને દહી, સુવરણથી શણગારે.
પાપી પંડ પ્રણામ, બ્રાહ્મણને નવ કરતા;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા.
લેખી ન જુએ લેશ, નિર્મળ જનને નાગા;
નિત્ય બનાવે બેશ, દેવ મંદિરે વાગા.
જાત્રા જતાં સંગ, જનના બેન જોડાવે;
જ્યમ વળગ્યું હોય વંગ, ત્યમ ગાડી દોડાવે.
મલીન મેલું મન, સતસંગતિઃ નવ સૂજે;
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પૂજે.
ગૌ બ્રાહ્મણને દાસ, કરિને ધર્મ ધાવે;
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઈ કરાવે.

ઝાઝું હોય જો જર, તો તો તાગ્યા તણાવે;
વળી ઘરેણાં ઘર, ચાનક કરી ચણાવે.
શુદ્ધ ધર્મની વાત, હઠથી ઘાલ્યા હેડે;
જમે જમાડે જાત જણ્યાં જમાઈ તેડે.
કૌતુક સરખું કામ, કળિયે કીધું ભારી;
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી.
કડિઆ સુતાર મજૂર, વચન પ્રમાણ ન ચાલે;
જોખમ કરે જરૂર ઘર કરતાં ઘર ઘાલે.
સોની દેઇ વિશ્વાસ, કાલને વાયદે કૂતું;
આપે આઠે માસ, સોનાનું કરી સૂનું.
ધોબી સાળવિ સઇ, ફાડી વસ્તર સાંધે;
રોક મજૂરી લઇ, પણ પોતાનું રાંધે.
વૈદ થયા વાલંદ, શાસ્ત્ર-વાત સંતાણી;
સઇયદ કરી સગુંદ, પાય મંત્રિને પાણી.
બ્રાહ્મણ વિના અનંત, ગૃહસ્થ થઇને ભીખે;
શેરિયે શેરિયે સંત, ટેલ નાખવી શીખે.
વૈરાગી ગોસાંઇ શસ્ત્ર અંગ પર ધરતા;
મારે માહોમાંઈ મમતા માની મરતા.
અંતરમાં અભિમાન, બાનું હરિનું બણિને;
માંડે દ્વિજનું માન, બ્રાહ્મણ પાસે ભણિને.
ઊલટી વરણ અઢાર, વૈરાગીને વેશે;
ગામ ગામને બહાર, બાવા થઇને બેસે.
ફરિને ચારે ધામ, પૂજા કરે પૂજારી;
દેવતણો લેઇ દામ, નીકળી જાય લૈ નારી.

દેઇ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સિદ્ધજ બણતા.
તિલક છાપ ને માળ, ધરિને કરથી ખેંચે;
કણીક ચોખા દાળ, કંઇના લાવી વેચે.
કરમાં લે નહિ દામ, મોટમ રાખે માઝા;
લેઈ પુસ્તકનું નામ, જર લે કંઇના ઝાઝા.
માંડીને ઘરબાર, લોટ માગતા વહાણે;
લાવી લાકડાં ચાર, જમિ આવે જ્યાં જાણે.
વિઠ્ઠલજીનો વેષ, હિંડે વિકળ વગોતા;
મૂડાવીને કેશ, જરને હીંડે જોતા.
ફકીર થઇને ફળ, બાલાનું કર પકડે;
પૈસા લે કરિ બળ, રાંક જનોને રગડે.
ગો બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂડી વસ્તુની આશ, કાલે સાતે સાંધે.
અંબુ વરસે અલ્પ, તે પણ નહિ સુખ માગ્યું;
સત્ય રહ્યું છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું.
ભલા પુરૂષને ભાઇ, ભાવે છળવાઈ કેરાં;
ડહાયા ડહાપણમાંઇ, થઇને કરે અનેરાં.
પૃથ્વી પણ ગળિ જાય, ધન દાટ્યું કર નાવે;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે.
પિતા પુત્રમાં વેર, ભાઇ ભાઇને ભાંડે;
જાત જાતમાં ઝેર, સુખ કો કોથિ ન માંડે.
સગાં સહોદર સાથ, વાંધે વેર વધારે;
નર થૈ નારી હાથ, મિત્ર પિતાને મારે.

પૂરણ પાપે તન, આ અવસરમાં આવે;
લઇ તાતનું ધન, અંતે બહુ અથડાવે.
લાગે નરને અંગ, કામનિયોનાં કામણ;
માને મન થઇ દંગ, સાળાની શીખામણ.
સ્નેહી સગાં સમસ્ત, કટ કાળજું કોરે;
દાવે દેખી વસ્ત, આપ આપમાં ચોરે.
મુખ તંબોળે લાલ, પહેરે જામા નીમા;
જૂઠો જકડી માલ, સત્ય કરાવે ત્રીમા.
રાખીને વેવાર, ગાળી નાંખે નામું;
માગે જો દેનાર; જુએ ન તેના સામું.
કરનું આપ્યું રોક, નાણું તે પણ નાપે;
સમજે કરવું શોક, વળી ઉલટું શાપે.
મેળે ખેળે જાય, ડાહ્યા કામને દરદે;
કામનિયોની કાય, મંદિરમાં પણ મરદે.
પીતળના શણગાર, સુવરણ સરખા કરીને;
વેચે મધ્ય બજાર, ધન લેઇ જાય હરીને.
રૂપૈયામાં રોળ, ત્રાંબુ ઘાલે પેખી;
કોરી ભરતા તોલ, મારે ઉપર મેખી.
કામે ડળકે દાઢ, મનુષ્ય મનુષ્યને મારે;
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઊતારે.
માત પિતાનું ધન, મૂક્યું ચોરી જાતા;
માનની કરી મગન, ખાંતે ખાવું ખાતા.
ગમે ગરોના જોશ, પેમલિયો કર જોતી;
નિર્મળ જનનો દોષ, કળ્યો ન જાયે કોથી.

દુનિયા સઘળી કહાઇ, પોત પોતાના મનથી;
સંત રહ્યા સંતાઇ, ઝેર ભરેલા જનથી.
કળિ કરે કલ્પાંત, દુષ્ટ જનોને કરડે;
સધાય નહિ સિદ્ધાંત, સાખિ શીખા ને ભરડે.
પતિવ્રતાની પેર, નારી જનની નાહી;
મરદાઇ ગઇ મેહેર, માનનિયો થઇ માહી.
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભજ ધરતી;
વિહ્વળ થઇ વ્યભિચાર, કામનિયો બહુ કરતી.
થયા વામણા વેષ, આડ હાથની સાડી;
લાજ રહી નહિ લેશ, તરૂણી ઉડે તાડી.
હરી ન બેસે ઠામ, ઘરોઘરે અથડાતી;
દિલમાં ધારી દામ, પર પુરૂષોને ચડાતી.
જીભે ભરિયું ઝેર, બકોર કરતી બોલે;
વરથા રાખે વેર, ડાકણ સરખી ડોલે
સાસુને કહે શોક, વહુ સામી રહી વઢતી;
પછી મૂકતી પોક, રંક સરિખી રડતી.
મારે જો ભરથાર, સામું બોલે સડતું;
ખરો ધણીના ખાર, કૂવે મૂકે જઇ પડતું.
સાસૂ પણ વહુ સાથ, કહે બાપની બઇયર;
લાં[illegible] કરિને હાથ, રૉણતાં સઘળી સઇયર.
નાગી થઇને નહાય, વખાણ ત્યાં પ[illegible] વાંચે;
શૌચ જવાને જાય, એક કાગળિયે પાંચે.
મળી કોયને કોક, ત્યાં પણ ગડબડ કરતી;
જેમ સાંભળે લોક, એ રીતે ઉચ્ચરતી.

ચાટે કરતી વાત, કઇક મળીને કળવળ;
જાણી જાય ન જાત, ખસે ન કરતી ખળભળ.
કલ્પિત કીધા એમ, ધર્મ દિવસ ધોવાના;
નિરખે નહિ કંઇ નેમ, પરવ દિવસ રોવાના.
કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂઠે;
વ્યંગળ સરખાં વરણ, પુરૂષ પોકારે પુંઠે.
એક એકથી એક, આગળ પડે ઉજાતી;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી.

ફૂટે કંઇ કપાળ, મૂકી ઉર ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, સંચટ પેઠાં ગાડાં.
સાયં પ્રાતઃકાળ, મુખ વાળીને રડતી;
લીંટ આંસુ ને લાળ, રેઇ જીવોને નડતી.
સેજ સવારથ કાજ, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ, હઠ પોતે નવ હારે.
અપર માત થઇ આપ, દાસ પુત્રને દમતી;
પ્રૌઢ થાય જ્યાં પાપ, ત્યાં જઇ છાની જમતી.
ખાય શેર બેયેક, તોય કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે.
તેલ સરશિયું રાઇ, ખાતી એહું ટાઢું;
શિક્ષાથી રીસાઇ, અબળા બોલે આડું.
છાની લેઇ જાય વસ્ત, મહિયરમાં મનમાની;
માંડે જુદ્ધ થઇ મસ્ત, પાછી ન ધરે પાની.
કાંઇને સાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી;
ઘરનાં જન ઘરમાંઇ, ખરૂં કહેતાં રહે ખીજી.

પીંચા કહિને ગાળ, શિશુને દેઇ પછાડે;
પતિતણી પ્રતિપાળ, કરે નહિ પણ ત્રાડે.
નગ્ન નદીને તીર, નરને તનુ નિરખાવે;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે.
હાય હાય કહિ આધ, વાત કરે વિસ્તારી;
મૂકી નિજમર્યાદ, નિર્લજ થઇ કુળનારી.
વિવાહ મંગળ દિન, ભુંડુ ગાતી ભામા;
જાત જાતના જન, સાંભળવા રહે સામા.
હોળીની પણ ઘેર, હઠી ખસે જયમ હારી;
ગાય ત્યમ પૂરણ પેર, નરને શૂંણતાં નારી.
નિરધનને ધનપાત્ર, સુભાગવતી કે રાંડી;
મળી માનની માત્ર, કાંતે ચરખા માંડી.
શેરિયે કરતી સોર, શ્યામા શરમ ન આણે;
દિવસ ચઢે જ્યાં પહોર, ઘરમાં ઘંટી તાણે.
ઘરમાં હોય જો દુઃખ, ગમતાં ન મળે ઘરેણાં;
મરડીને કહે મુખ, પાપે તમને પરણ્યાં.
છડે ન વીણે ધોય, તરત ન દેતી તડકા;
રસોઇમાં પણ હોય, કોયલા કેરા કડકા.
ચકલે ચકલે ગાય, ગરબા મળીને ઘણિયો;
જાર જોવાને જાય, ભામા એવું ભણિયો.
સાસુ વહુને શીશ, પ્રથમ પેરાવે વાડી;
અંતે કરતી રીશ, કહે ઘોડાની લાડી.
સાસૂ જોઇને સુખ, વહુ કેરૂં મન ખીજે;
વહુનું જોઇને દુઃખ, સાસુનું મન રીઝે.

અપરમાત કે માત, સુતના ઘરમાં આવી;
જે કાંઇ આવે હાથ, તે તે જાય સઘ્રાવી.
દીકરિયો થઈ દૂત, ફોસલાવી લે માનું;
શળી ન પામે સુત, કરવા કાર્ય પિતાનું.
મરે ઉંઠે ભરથાર, વગોવિ, વિનતા વરને;
નીકળી જાય કુળનાર, લેઇ પારકા નરને.
શ્યામા સુતને કાજ વીર્ય ધરે કંઈ કંઇનું;
મૂકે કુળની લાજ, જ્યમ પાસું હોય ક્ષઈનું.
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જૂઠે;
ચઢે ઘડી દિન ચાર, આંખ ચોળતી ઊઠે.
પતિનું કરે ન માન, માનનિયો મન માન્યું;
સ્વારથની રહિ સાન, કળિમાં સગું કશાનું.
કંથ પાસ બહુ કામ, ઘરનાં નિત્ય કરાવે;
ઘરનો કરી ગુલામ, અહર નિશા અથડાવે.
વિધવા પણ જણી બાળ, જઇ ટાંકામાં નાંખે;
ગુણવંતી થઇ ગાળ, સર્વ જનોની સાંખે.
પર પુરૂષોથી વાત, હસિ હસિ વારે કરતી;
ઊઠી અરધી રાત, અબળા નવ ઓસરતી.
દેવ મંદિરે જાય, નિત્ય રઝળતી રામા;
અન્ય પુરૂપ અથડાય, સુંદરિયોના સામા.
ન કરે કદિયે નાર, સેવા નિજ સ્વામીની;
વાતા કરે વ્યભિચાર, કાંતાજન કામીની.
બાગે પર ઘરસુત્ર, તેવી વાતો ચણતી;
થાય પુત્રને પુત્ર, તોપણ પોતે જણતી.

બાળા યુવતી વૃદ્ધ, ચડઅડતી નવ ચૂકે;
બડબડ કરતી બોધ, મમતા મનથી ન મૂકે.
સાચી જૂઠી વાત, શૂણી લઢાઇ લઢતી;
સમ ખાતી સાક્ષાત, રગડે રામા રડતી.
વાંધા પાડી વિશેક, સવળે અવળું સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે.
જંબા જાય ત્યાં જાન, પરનું થતુ ન જાણે
કરી એકઠું ધાન, છાંડે શરમ ન આણે.
કૃષ્ણ-કથામાં વાત, એક એકથી કરતી;
કરે આપની ઘાત, કાન કથા નવ ધરતી.
મનમાં જાણે ડાહાઇ, વરણુવ નિજનું ભાવે;
રૂડું કહે રીસાઇ, જાય કથામાં નાવે.
કેટલાં કરૂં વખાણ, કળિના જનનાં કંઠે;
ભજન પડે ભગાણ, વાણી વળતી વંઠે.
સર્વ જનોને સાથ નમસ્કાર છે મારો;
જોડીને કહું હાથ, હું છું રંક તમારો.
કોય ન કરશો રેષ, સૌથી હું બહુપાપી;
ગાવા સૌના દોષ, વાણી જય રે વ્યાપી.
કળિમાં છે બે ગુણ, દારા-તણા નિંદાલક;
કળી શકે તે કૃષ્ણ, પોતાના પ્રતિપાળક.
મન ચિંતવ્યાં સતકર્મ, શીઘ્ર સફળ તે થાશે;
અંકે કર્યાં અધર્મ, મનન કર્યે મરદાશે.
કૃષ્ણ-તણાં કીર્તન, ગાવાં શૂણવાં ગમશે;
થાશે પાપ પતન, સંકટ સઘળાં શમશે.

માટે શ્રીમહારાજ, મુજ સામું કાંઈ જોઈએ;
અંગાદિકને કાજ, બે ટિ થવું તે ખોઈયે.
નાથ દાસને નત, આ અવડામણ ન ઘટે;
પ્રભુ કરો તો પ્રીત, સાચી મનમાં પ્રગટે.
કોને કહું કરતાર, આતુર થયો અતિશે;
શ્રીધર કીજે સાર, દિન મારા જાય મ દિશે.
નરતનું કેરું નૂર, રહી ન જાય વિશ્વંભર;
હરિજી રાખો હજુર, અથડાવો મા ઈશ્વર.
દેવ ન જોઈએ દોષ, દાસતણાં મન ધારી;
રંક ઉપર શો રોષ, મહેર કરો મોરારી.
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઈયે જગત નિવાસ, પ્રભુજી પાસું મરડી.
પતિત પાવન નાથ, શરણાગતના વત્સલ;
મેં માન્યું મન સાથ, બિરદ તમારાનું બળ.
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણી;
આવ્યો ધરી આનંદ, શરણે સારંગપાણિ.
વિટંબણાની વાત, દૂર કરો દામોદર;
જદુપતિ જાણો જાત, સંકટ કાપો સત્વર.
પ્રભુજી રૂડી પેર, ડગતું મન સ્થિર કરિયે;
માધવ કરિયે મહેર, અરજી શ્રવણે ધરિયે.
ગો બ્રાહ્મણ પ્રતિપાળ, આશરે રાખો અમને;
કૃષ્ણ રામ કંગાળ, ચરણ શરણ છે તમને.

# સુરત.

આ તે શા તુજ હાલ, સુરત સુનાની મુરત;
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત.
ચકચકતું તુજ રૂપ, સોળશેં, સત્તરશેંમાં,
કિલ્લા લાલી કોટ, મચેલા રંગો જેમાં.
રંગ રંગ નિશાણ, યુરપ વેપારી ધામે;
બંદર ફુરજા માંહી ધામધુમો બહુ જામે.
જાતજાતના જંન જુજવા રંગો માથે;
ભાતભાતના વેષ રસાલામાં મુખી સાથે.
દેશદેશનો ચાલ, વળી અહીંનાં બંદરનો;
રહે આવે ને જાય, બહાર લક્ષ્મી મંદીરનો.
બંદરમાં જુથ વહાણ, જેહને જોતાં રાચો;
દોલતની તે ખાણ, મણિ પારસ તે સાચો.
ધંધાધારી લોક, વળી કારીગર ઝાઝા;
ઉંચ નીચ સહુ કોય, થયેલા ધનથી તાજા.
નવાબ બક્ષી મીર, વળી બીજા સરદારો;
સોદાગર ને શેઠ, જાતરે જતા હજારો.
વખાર ને દુકાન, મ્હેલ્લ હવેલી ને ઘર;
વાડી વજીફા બાગ, ઝગઝગ કરી રહ્યો જર.
હાથી ઘોડા ઉંટ, પાલખી રથના વાહન;
દોડાદોડી ખુબ, તરતકે તન મન ને ધન.
સુરત તું લંકારૂપ, સુનું ઉછળતું સંઘે;
રાયરંક સહુ ભાઇ, સંપમાં રહેતા બંધે.

તહેવારોના ઠઠ જુદા જુદા લોકોમાં;
શોભાનો નહિં પાર વસ્તુઓના થોકોમાં.
અસવારી સોહાય, ફુકો સુના રૂપાનાં;
વેરાતાં લૂંટાય, ગવાયે જશ હાકમના.
બંદર કેરો બહાર, અહા તાપી તટ કેવું?
વ્હાણોનો શો ઠાઠ, જોઇને ખુશ થઇ રહેવું!
કિલ્લા ડક્કા રહે.ય, વળી ઓવારા કેવા!
ખરે બપોરે તોય ઘાટ નહિ જેવા તેવા.
સુરત ત્હારી શી સૂરત, જનો કહાંના લલચાવ્યા!
ફીરંગી ને અંગ્રેજ, વલંદા ફ્રાંસિસ આવ્યા.
ઘુસ્યા જેમ અંગ્રેજ વલંદા ત્યમ બહુ બ્હેક્યા;
પછી વંઠયું બહુ કામ સંપને આઘે ફેંકયા.
ખટપટને લઈ લાભ શિવાજીએ ભઠ ભાળી,
ચોસઠને સિત્તેર સોળનામાં કરી ખાલી;
પછી પાછી તૈયાર થઇને ચ્હડી ચ્હડી બહુ,
માત્ર સેંકડો એક, પછી પાછી પડતી કહું.
ઉપરા ઉપરી માર, સુલતાની અસમાની,
પડવા માંડયો ખુબ, નિશાણી છે બહુ ઘાની.
પડ્યાં ન ઉઠયાં ભાઇ, રાજ મ્હોટાં મ્હોટાંઓ,
આસિરિયા ને મિસર, ગ્રીસ ને રોમ ગયાં ઓ;
કહાં હસ્તિનાપુર, અરે કહું દિલ્લી કહાં છે?
સિદ્ધપોર પાટણ, અરે તે પુણા કહાં છે?
હતા ફીરંગી અહિં, ફ્રાંસિસ અને વલંદા,
તારા ખરતા તેમ, ગયા આંજે ક્યાં સંધા?

નથી કાંઇનું ચલણ, વલણ બહુ જનો કર રે,
સમયે રહડતું કોઇ, સમયથી ઢળી પડે રે.

નર્મદાશંકર.

## કવિ નર્મદનું મંદિર.

વીર નર્મદ! તું જગમાં લડી જંગ ગયો;
તુજ વીર છબી નિરખી ચખ અશ્રુ ભરે!
કાંઇ પુષ્પ નવાં ખીલતાં તુજ પ્રેમ કરે,
સ્થળ સર્વ વિખેરી દઇ કૃતકૃત્ય થયો;
તુજ પ્રેમ-ઝરો નિશદિન અખંડ વહ્યો,
ભરી બંધુ ઉરે ભૂમિ કારણ દાઝ ખરે,
જહિં તેહ અમાસ પછી જયમ આભ-ઉરે:
ચઢતો અમીચંદ્ર દીપે ત્યમ દીપી રહ્યો!
તુજ પુષ્પ સુવાસિત છે હજી નૂતન રહ્યાં,
દિનદિન નવીન સુભાવ હૃદે જગવે;
તુજ લેખ સ્વદેશની ભક્તિનું મંદિર છે,
જહિં દેશપૂજા પ્રીતથી કરવા શિખવે,
વળી પ્રેમ સુશૌર્ય બન્યું વીરજીવન જ્યાં,
ગુરૂ નર્મદ ધન્ય ઉભો તહિં તું વીર છે!

ખબરદાર.

## પદ. કાફી.

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ;
અજા જુથ માંહે રે, સમરથ ગાજે સહી. તરણા-ટેક.

સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન,
દધી ઓથે ઘૃતજ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહિ રે, વાણી ન પ્હોંચે વિસ્તાર,
એક દેશ એવો રે, બુદ્ધ થાકી રહે તહીં—તરણા.
મન પવનની ગતી ન પ્હોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પુરણ, જેણે રચ્યા બ્રહ્માંડ,
ઠામ કો નહિ ઠાલો રે, એક અણું માત્ર કહીં—તરણા.
સદ્ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયા પ્રકાશ;
શાશ્વા દોડી સાધન સાથે, પોતે પોતાની પાસ,
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી—તરણા.

ધીરો ભગત

## પદ—કાફી.

અંતે સંતને તેડાવો રે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલી રે, મૂરખ જ્યારે સુતો મરવા—અંતે ટેક.
ન્હાનપણે ઘર ધંધે ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યો રે, પત્થરને નાવે બેઠો તરવા—અંતે.
અંતસમે છાપ તિલક બનાવે, ભુલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન એમ કેમ આવે વેમાન;
ગુરૂજ્ઞાન નાખ્યું રે, બુદ્ધિ તારી ગઇ ચરવા—અંતે.

જુવતિ નારીને જેવી પુત્રની આશા, એમ હરિ ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહિં પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય;
હરિને બેઠા ઠગવા રે, એંશી વરસે વર વરવા—અંતે.
વીશ વર્ષ વિશ્વંભર ભજે, ભક્તિ કરે ભુખ જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, ત્હેને મળીયા નિરંજન રાય;
દાસ ધીરો કહે છે રે, મટયા ચોરાશી ફરવા—અંતે.

## પદ—કાફી.

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચઢવું છે;
હિંમત હથીયાર બાંધી રે, સત્ય લડાઇએ લડવું છે—ટેક.
એક ઉમરાવ ને બાર પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ;
એક ધણીને એક ધણીઆણી, એમ વીગતે સાતસેંને વીશ;
સો સરદારે ગઢ ઘેર્યોરે, ત્હેને જીતી પાર પડવું છે—ખબરદાર
પાંચ પ્યાદલ તારી પુંઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ;
લોભ, મોહ ને માયા મમતા એવા જુલમી જોરાવર જોધ;
અતિ બળિષ્ઠ સ્વારી રે, એ સાથે આથડવું છે—ખબરદાર
પ્રેમ-પલાણ ધરી જ્ઞાન ઘોડે ચઢી, સદ્‌ગુરૂ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નિશાને ચઢવું છે—ખબરદાર
સુરત નુરતને ઇડા પિંગળા, સુષુમણા ગંગા સ્નાન કીજે;
મન પવનથી ગગન મંડળ ચઢી, ધીરા સુધા રસ પીજે;
રાજ ધણું રીઝે રે, ભજન વડે ભડવું છે—ખબરદાર

દુનિયાં દીવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કર્તા વસે પાસે રે, બાજી કાંય નવ બુજે—દુનિયાં.
જીવ નહિં એને હરિ કરી માને, પૂજે કાષ્ટ પાષાણ;
ચૈતન્ય પુરૂષને પાછળ મુકે, એવી જગત અજાણ;
અર્કને અજવાળે રે, પ્રસિદ્ધ મણિ નવ સુઝે—દુનિયાં.
પાષાણનું નાવ નીરમાં મુકે, સો વાર પટકે શીશ;
કોટી ઉપાયે તરી નહિં એ તો, ડુબે વસાવિશ;
વેળુમાં તેલ કયાંથી રે, ધાતુની ધેનૂ શું દુજે—દુનિયાં.
અંતર મેલ અતિ ભર્યો પૂરણ, નિત્ય નિર્મલ જળમાં ન્હાય;
મહા મણિધર પેડોરે દરમાં, તો રાફડો ટીપે શું થાય;
ઘાયલ ગતિ ઘાયલ રે, જાણીને જ્ઞાની ઘાવ રુઝે—દુનિયાં.
સદ્‌ગુરૂ શબ્દનું ગ્રહણ કરીને, પ્રગટી પંડમાં પેખ;
દૂર નથી નાથ નજીક નિરંજન, દિલ શુદ્ધે દેદાર દેખ;
ધુરંધર ખેલે ધીરો રે, જાહેર જગત મધ્યે ઝુઝે—દુનિયાં.

જેને રામ રાખે રે, ત્હેને કુણ મારી શકે;
અવર નહિં દેખું રે, બીજો કોઈ પ્રભુ પખે—જેને.
ચાહે અમીરને ભીખ મંગાવે, ને રંકને કરે રે રાય;
સ્થલને સ્થાનકે જલ ચલાવે, જલ સ્થાનક સ્થળ થાય;
તરણાનો તો મેરૂ રે, મેરૂનું તરણું કરી દાખવે—જેને.
લીંભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીના બાળ,
ટિટોડીનાં ઈડાં ઉગાર્યા, એવા છો રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ ત્હમે ત્હેની તકે—જેને.
બાણ તાણીને ઉભો પારધી, સીંચાણો કરે રે તકાવ;

પારધિને તો પગે ડસિયો, સીંચાણા શિર નહિં ઘાવ;
બાજ પડયો હેઠે રે, પંખી ઉડી ગયાં સુખે—જેને.
ગજ કાતરણી લઇને બેઠે, હરજી તો દાન દયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌના લે સંભાળ;
ધણી તો ધીરાના રે, હાર તો મારા હાડે ટેકે—જેને.

## નાશવત કાયા.

મન તુંહી તુંહી બોલે રે, આ સુપના જેવું તન ત્હારૂં;
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ—ટેક.
ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળ ને પાણી,
કાયાવાડી ત્હારી એમ કરમાશે, થઈ જશે ધૂળધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મ્હારૂં મ્હારૂં—મન.
કાચનો કુપો કાયા ત્હારી, વણસતાં નહિ વાર;
જીવ કાયાને સગાઇ કેટલી, મુકી ચાલે વન મોઝાર;
ફોગટ ફુલ્યા ફરવું રે, ઓચિંતું થાશે અંધારૂં—મન.
જાયું તે તો સર્વ જવાનું ઉગ્યાનો ઉધારો,
દેવ ગાંધર્વ ને રાક્ષસ માણસ, સૌને મરણનો મારો;
આશાનો મ્હેલ ઉંચો રે, નીચું આ કાચું કારભારૂં—મન.
ચંચળ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરાધરથી રે નથી કોઈ રહેનારૂં—મન.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી,
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, ત્હારી નજરો આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી,
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.
જન ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી,
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહિ કોઈ રાગીજી,
બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી,
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

બ્રહ્માનંદ.

## દિવ્ય મંદિર તથા લેખ.

(રોળા વૃત્ત.)

માનવરાજે રચ્યાં મન્દિરો કીર્તિ કાજે,
કાળ મહોદધિ મહિં કહિં લુપ્ત થયાં આજે;
કરતા કીર્તિ સ્તમ્ભ ઉભા અમર નામ કરવા,
સહસા તે ભૂકમ્પ ગળી લઇ જાતા ગરવા.
ન રહે નામ નિશાન, રાનમાં રહે રખડતા,
શિલાખંડ થઈ ચૂર્ણ જગોજગ મૃતસમ પડતા;
અચળ કીર્તિને કાજ કોતરી રાખ્યા લેખો,
ઘસાઇ ભૂસ્યા આજ દટાયા ધૂળમાં દેખો.
એક અચળ ને ભવ્ય વિશ્વ મન્દિર ભાસે,

અનુપમ ઘુમ્મટ વ્યોમ જેનો ચોપાસે,
એક પુરૂષ મહાન તણી એ કીર્તિ ગાએ,
નિરખી શકે રૂડી પેર અહિં જન કો વિરલાએ.
વિધવિધ લખિયા લેખ દિવ્ય ભાષામાં ભારે,
એક પુરૂષ મહાન તણા એ ગુણ ઉચ્ચારે.
અનુપ રૂપ એ લેખ દિસે જગ રચના માંહિં;–
નભ પટપર તારક–લેખ ચળકંતા ક્યાંહિં,
કહિં કહિં સંધ્યા–અભ્ર–રંગના લેખ સુહાતા;
કો ઘડી ઇન્દ્ર ધનુષ્ય–વર્ણના લેખ જણાતા;
એમ નિરંતર વિવિધ લેખ રચના રહે દીપી,
વાંચી શકે કો વિરલ દિવ્ય અદ્‌ભુત એ લીપી.
દેશાટન કરી ભવ્ય મન્દિરો ભલે ન નિરખું,
ગૂઢ લેખ લીપી ભેદ મલે હું ઉકેલી ન શકું;
મહાન મન્દિર એક નિરખવા દૃષ્ટિ ચાહું,
દિવ્ય પુરૂષના લેખ માગું શક્તિ ઉકલવા હું.

નરસિંહરાવ.

## ફુલની સાથે રમત.

આવો ફૂલડાં મધુરાં રે આપણ રંગે રમિયે,
દિન એક આનંદે રે ભેગાં રહી નિર્ગમિયે.
મ્હને મુખડું ત્હમારૂં રે સલૂણું લાગે વહાલું,
એમાં નિર્મળ પ્રીતિ રે વસી હસતી હાલું.
તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું;

રહી મનુજ સમૂહે રે વદન કરમાઈ ગયું.
ન્હાશી ત્યાં થકી આજે રે આવ્યો તમ પાસ હું તો,
તમે કોમળ હઇડે રે, મ્હને નવ ગણશો જૂદો.
નહિ તમમાં કુટિલતારે, નહિં વળી ક્રૂરપણું,
નહિ વચન કપટનાં રે હૃદય પ્રેમાળ ઘણું;
કદી હાસ કરંતાં રે તો જિભે આનંદ ભર્યાં;
કરમાઇ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યાં;
જેવું આંતર થાએરે તેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાએરે તેવું તમ હૃદય વિશે.
ત્યારે આવો મધુરાં રે આપણ રંગે રમિયે,
દિન એક તો સુખમાં રે સાથે વશી નિર્ગમિયે.

નરસિંહરાવ.

## ગરવી ગુજરાત.

ગરવી ગૂજરાત! અહા, મુજ જન્મ ભૂમી!
વીર માત મીઠી વિરલા નર કૈંક તણી!
મુજ જન્મ ભૂમિ!–નિત્ય એ પ્રિય શબ્દ ધ્વનિ!
મધુરા ભણકાર કરે મુજ ઉર ઘૂમી!
પ્રિય માત! રીઝું તુજ પાય સદાય ચૂમીઃ—
મુજ જીવન સાર્થક હું રહું એજ ગણી;
શુભ હિન્દની વાડી! તુંમાં ભમી વેળ ઘણી,
મધુરાં ફુલડાં સુંઘતો રહું રે ઝઝુમી!
તુજ સુંદરતા નભમાં બહુ વાદળીઓ;
ચઢી આવી પસાર થતી બહુવાર દીઠી,

પણ તુજ પ્રતાપ પ્રકાશ અખંડ વધ્યો-
તુજ પુણ્ય પ્રભાવજ એ, મુજ માત મીઠી !
શીત એ નભ છાંય નીચે, તુજ વાડી વિશે
કંઇ ગાન કરૂં બની પક્ષીજ દિન નિશે !

૧૫-૧૨-૨૨.

# વૃષ્ટિ.

રસ રસ રસ કરી દીધું જ જગત પલક માંહી !
શીત શીત શીત કરીજ ગાત્ર ઉંધને વધારી ! (ધ્રુવ)
રસઃ ઘન ઉરેથી ઉતરી ઉતરી હું કવિતા
ઝાપટે પડું છું ત્યાંજ દ્રવતી ધરતી ધીરા. રસ.

× × × × ×

પડું પડું ઉંચ અભ્રઉરથી, સરૂંજ ધરતી ઉરે,
રસ રસ થતી ધરતી, એવી લીલું વપુ ધરી ઝુરે. રસ.

× × × × ×

કદી હું રમતી રમતી ઉતરૂં આડી ધીમી ધીમી ને
નિસરણિ મુજ સમીર થાય, મુકું પડતું વળી પડીને. રસ.
ટપક ટપક પડતી ભોલું મીઠડું ઝીણું હું,
ધડ ધડ વળી દોડી પડું, ખડ ખડજ હસું હું. રસ.
કુસુમ વૃષ્ટિ સમીજ દેહ-કુદી વળી સરૂં ધારી,
ઉભી ઉભી પડું કાદી જેમ ઝરતી ધણીક ઝારી. રસ.
કદી સરતી ન દેખાઉં, તોય પડુંજ નીચી આવી;
યમ સમી પડું એમ પણ હું પડું જીવનેજ લાવી. રસ.
જગત આ સમય ઉંઘતું, તોય ગતિ મ્હારી,

પરખશે, પ્રભાતનીજ નવલ છબી નીહાળી. રસ.
રસ રસ રસ કરીજ દીધું જગત આમ મ્હેં તો!
રડવું હોય તોય રસથી ઓગળ્યું જ એ તો!
રસ રસ રસ ઉરમાં જનો તણે હું પ્રેરૂં;
રસ ચેપી ભરૂં સૃષ્ટિમાં, તો રસજ દ્રવે મેરૂ. રસ.
મુજ પ્રભાવ એમ વિષમ સકળ જગત ઉરે;
લલિત ચલિત રસની લહરી ફુંકી ફુંકી ખુલે. રસ.
રસ સમીર ફુંકું ત્યાં જ કંઇક હૃદય કમ્પે;
કંઇક હૃદય કેરી, વળી જુની ઝાળ જમ્પે. રસ.
નાચ્યું તરૂને પાંદડે ને ઉડું વાશું બાઝી;
ઘનથી નીચી ત્રુટુંજ જ્યાં રહે તડિત ગાજી. રસ.
પૃથ્વીમાં ને વ્યોમમાં ને અંતરાલ ભાગે;
રસથી એમ ઝુકું ત્યાંજ ચમકી જગત જાગે. રસ.

ગોવર્ધનરામ.

## આશા પંખીડું

આશા પંખીડું મ્હેં તો પૂર્યું કનકમય પાંજરે,
રમ્ય રંગ ધરંતું અનેક, જેવો મેઘ સાંઝરે;
ઝીણી ચંચૂ સુવર્ણની મેખસમી શી ઓપતી,
ઇન્દ્ર ધનુ રંગધારી એક કલગી શિર શોભતી;
ધોળી બરફશી ડોકની મધ્ય સુનેરી કાંઠલો,
આસમાની પાંખની માંહિ પંચરંગી આંકલો;
પીંછે કરમજી રંગ સોહાય, ને ચરણુ સુવર્ણના,

હીરા સરિખા બે ઝીણા નેન ચલક ચલકે ઘણાં;
સુંવાળું શું એનું શરીર ભર્યું દિવ્ય કાંતિયે!
પણ બદલી ઘડી ઘડી રંગ મ્હને નાખે ભ્રાંતિયે,
વળી અમૃતશું મીઠું ગાન કરે દિવ્ય પંખીડું;
ત્યારે નાચંતું ભૂલી ભાન હઇડું મુખ મૂરખું,
પણ એક દિવસ એ તો, હાય! ઉડીને ચાલીયું;
તોડી કનકનું પંજર ત્યાંય, રહ્યું નવ ઝાલિયું;
તોએ ગાન કરંતું જાય, પાછળ દોડયો જાઉં હું,
પણ એ તો નવ પકડાય, અધિક લલચાઉં હું;
ઊડી પેઠું એ એક દિવ્ય હતું વન તે મહિં;
હું પણ સ્વઅનુસારે ધાઇ પેઠો ત્યાં તો સહી;
દીઠું બેઠું ગુલાબને છોડ, ગયો હું ઝાલવા,
ઊડી બેઠું બીજે ઝાડ, ગાઇ લાગ્યું મ્હાલવા;
વૃક્ષે વૃક્ષે, છોડે છોડ, મુને ભટકાવિયો,
આવ્યું તોએ એ નવ હાથ, અધિક અકળાવિયો;
અંતે બેઠું ઊંચી ડાળ, પછી લાગ્યું બોલવા,—
"અરે મૂર્ખ મનુજના બાળ! ફાંફાં શાં આ મારવાં!
નવ આવું કદી ત્હારે હાથ, મૂરખ ઓ માનવી!
હું તો ધારી નવા નવા રંગ ધારૂં મૂર્તિ નવનવી;
પૂર્યું પાંજરે મુજને તેંહ, ધારીશ નહિં મન વિશે,
એ તો ઘડિયું મ્હારે પ્રભાવ, ત્હને ઉલટું દીસે.
પણ મન નવ થઇશ ઉદાસ, કહું શુણ વાત તું,—
પ્હણે નાખ નજર, પ્હણે દૂર, વ્યોમ જ્યાં ડુબી જતું;
પેલી રૂધિરભરેલ કપાળે ધ્રુડેલી કમાન જે;

અંતરિક્ષ ઉભી, જેના સ્તમ્ભ રચ્યા મ્હોટાં હાડકે;–
દીસે તુજને ભયંકર તેહ, તથાપિ એ રમ્ય છે,
બીજી બાજૂ કનકનો ઘાટ ઘડેલો ભવ્ય છે;—
આણી કોરે રાક્ષસ એક બેઠો છે બિહામણો,
મૃત્યુ એવું એનું નામ, તુંને અળખામણો;
પણ તું જઈશ એને દ્વાર, પછી પેલી પાર તું,
જઈ જોઈ પામીશ આનંદ ત્યહાં તે વાર તું;
ત્યારે ત્યાંહિં જો! ભેટીશ તુને હું આનંદથી,
ત્યાં લગી થઈ ધીર તું થીર રહેજે મન શાંતથી.”–
એમ બોલી ઊડી ગયું એહ પંખીડું ના રહ્યું,
ઉડતાં ઝળકંતી એની દેહ, ગાતું ગાતું એ ગયું;
જઈ લય પામ્યું ચન્દ્ર માંહિં, વળી ગાતું ત્યાં રહે,
શાંત અજવાળી રાતે કો વેળ સુણું એનું ગાન એ.

નરસિંહરાવ.

## દિવ્ય આશા.

---

સ્વર્ગ મંડળે થકી હું ઉતરી રે લોલ,
સ્વર્ગમાંહિ કાંઈ મુજ નિવાસ;
દિવ્ય આશ હું રે લોલ,
સર્વ ઠામ મ્હારાં કુસુમ વેરતી રે લોલ.
દીન બન્યાં દુઃખ ભારથી દબી રે લોલ,
મનુજ બાળ! લ્યો કુસુમ સુવાસ;
દિવ્ય હાસથી રે લોલ,
સર્વ ઠામ મ્હારાં કુસુમ વેરતી રે લોલ. ૨

મર્ત્ય જીવને થતા કઠોર શોર રે લોલ,
તે શમાવી ગાઉં અનુપ ગાન;
ઉચ્ચ તાનમાં રે લોલ,
ઠામ ઠામ ચાલું ગીત રેડતી રે લોલ. ૩

વિશ્વ મોહનીનું બીન બેસૂરૂં રે લોલ,
મૂક થાય, જ્હાં તણાય તાન;
દિવ્ય વાદ્યના રે લોલ,
મનુજ લોકમાં હું એમ ખેલતી રે લોલ. ૪

શાન્તિ સિન્ધુ ગાન ગાય જ્હાં ગભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ;
વાસ ત્હાં કરૂં રે લોલ,
તારલા કણી બની હું એકલી રે લોલ. ૫

નરસિંહરાવ.

## પ્રભુમય જીવન.

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિશે, વળી આત્મ વિશે,
જડ ચેતનમાં પ્રભુવાસ વસે.
મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે,
મુજ દ્રષ્ટિ વિશે, મુજ વાણી વિશે;
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિશે.

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં;
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું.
ધરીને ઉરમાં રસની પ્રતિમા,
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા;
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસારજ ચિત્ર પછી ચીતરે.
જ્યમ ચિત્રક એ મનમૂર્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.
પ્રભુ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રે',
તુજ ઉજ્જવળ રૂપની ઝાંખી દીયે.

રમણભાઈ.

## गीतगोविंद.

---

कारमी नौका वली मनुमंडळी तारी; वाळया वेद असुर संहारी;
जय केशव मत्स्यस्वरूप! जय जगदीश हरे! ५

प्रौढी पृथिवि दृढ पृथु पीठे धारी, पडी जहीं आटणतणी गडी भारी;
जय केशव कच्छपरूप! जय जगदीश हरे! ६.

शशिबिंबे बुडी जाता अंक शी दंते लीध उद्धारी धरा भगवंते;
जय केशव वराहरूप! जय जगदीश हरे! ७.

कीट हिरण्यकशिपु करकमळे अणीए, नखकंटक तणी हणियो तीणीए;
जय केशव नरहरि रूप! जय जगदीश हरे! ८.
बटुक बनी बळीने छळीने डगथी त्रण, पावन कर्यूं पदजळथी त्रिभुवन;
जय केशव वामनरूप! जय जगदीश हरे! ९.
क्षत्रिय रुधिरे शमहृद नीपजावी, दीध जनना भवताप शमावी;
जय केशव भार्गवरूप! जय जगदीश हरे! १०.
रणयज्ञे रावणनां शिर दश कापी तार्या दिक्पाळो बलि आपी;
जय केशव राघवरूप! जय जगदीश हरे! ११.
निलांबररूपे वपुए रही वळगी यमुना शूं भयविह्वळ हळथी!
जय केशव हळधररूप! जय जगदीश हरे! १२.
निंदी हिंसाविधि पशुवध अटकावी दयाधरमनी धजा फगावी;
जय केशव बुद्धस्वरूप! जय जगदीश हरे! १३.
श्रवणे धर श्रुतिसार उद्धार घणेरी श्रीजयदेवनी वाणी रुडेरी;
जय केशव दशविधरूप! जथ जगदीश हरे! १४.

उद्धारी श्रुति धारी पीठ धरणी, तारी दर्धीथी मही,
प्रह्लाद स्तुति सांभळी, बलि छळी, क्षत्रावळी संहरी. १५
चोळी रावण चंड, रोळी यमुना, व्होळी दया विस्तरी,
मारी म्लेच्छ अभंग मंगळ करे तूंहि तूंहि श्रीहरि! १६.

## દેવકી વિલાપ.

વિનવે દેવકી હો, વીરાને વલવલી,
માનને માગે હો, મુખે દશ આંગળી,

હૃદયા ફાટે હો, નયને જળ ભરે,
સુકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો, વિપત્ત શી આવડી;
કોણ મુકાવે હો, હિન પિતા માવડી.
ભાઇ તેં ઉછેરી હો, નમાઇ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
મહિયર મ્હારૂં હો, તું મથુરા પતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
ક્યાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મ્હારૂં દુઃખે હો, તાણો મા ચોટલો.
માળા મ્હારી તૂટી હો, પડે કર મુદ્રડી;
દેખે અંગ લોકડાં હો, ખસી મ્હારી ચુંદડી.
વેણી વિખરાણી હો, કાંકીએ સેંથે ભરી;
ભલું થાવ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છુટયાં હો, નવ ગઈ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સુકો નથી સાથલીએ;
મારો મા, કોડ ભરી હો, લાગું છું પાવલીએ.
જેને ઉછેરી હો, તેને નવ મારીએ;
ઘણું વોળાવી હો, ઘેર પધારીએ.
ગગનવાણી હો, કો વેરણ મુજતણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ ભણી.
એમ વલવલતી હો, રોતી ગજગામિની;
દેવકી રોતાં હો, રોઇ પ્રજા ગામની.

રોયાં વૃદ્ધ જોબન હો, રોયાં બાળક બાહુવાં;
રોયાં હય હસ્તી હો, રોયાં નગ્ર ઝાડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવપતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

પ્રેમાનંદ.

## વત્સલતા.

માત યસોદા બોલીયાં, ઉદ્ધવ સાંભળો રે;
અમો અજ્ઞાનીને મન, કાળો કામળો રે.
તેને ચ્હડે ન બીજો રંગ, પ્હેલાંની સ્યામતા રે;
ગુણ હીન ગોવાળ લોક, જ્ઞાન નથી પામતા રે.
તમે કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નવ કળે રે;
હું કેમ કરી આણું વિશ્વાસ, બાંધ્યો મ્હેં ઉખળે રે.
પ્રસવ સમેનો દિન, સ્રીને હોયે દોહલો રે;
ઉદરમાં દશ માસ, વહ્યો મ્હેં શામળો રે.
પોઢાડીયો મ્હેં પારણે, ગાયાં હાલરૂં રે;
તે સુખ સંભારી જોઇ, રોઇ રોઇ મરૂં રે.
મુખ ઉપર આવતા કેશ, આંખડી મીચતો રે;
સોને મઢ્યો સિંહનો નખ, હૈડે હીંચતો રે.
કુંડળના પ્રતિબિંબ, ગોરા ગાલમાં રે;
ટુંકડે પાગે ચાલતો, આ પરસાલમાં રે.
જળમાં ભરતો મુઠ, દેખી ચંદ્ર ચળકતો રે;

વઢતાં એ માંજાર, મ્હારી કોટે વળગતો રે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટીયે રે;
તે સુખ સંભારી જોઇ, અમો નવ ફાટીયે રે.
ઘુઘરીઆળી ગોફણી, લટકે નાકે મોતી રે;
ઠમક ઠમકડે ચાલતો, હું પૂંઠે જોતી રે.
રોતો ખુંચતા ઘુઘરા, પગની પાનીએ રે;
તમો કોહો એ બ્રહ્મ, અમો કેમ માનીએ રે.
ત્રણ ભુવનનો નાથ, ચારે કેમ ગાવડીરે;
પ્રેમાનંદ પ્રભુની, હું તો માવડી રે.

## માતૃ સ્નેહ.

યશોદા કેમ જીવે, મ્હારૂં સગપણ જાણી ફોક;
પિતાને પ્રકાશ કહેતાં, નંદજી જાય યમ લોક. યસોદા કેમ.
પાસામાં લઘુશંકા કીધી, બાળક વય જ્યારે હતી;
મ્હને કોરડે પાસામાં લીધો, મા ભીનામાં સૂતી. યસોદા.
એક ઘડી નથી અળગો કીધો, દીકા વિના થાય ઘેલી;
હું વિના નંદજીને દેખી, મરશે કૂહેતાં પ્હેલી. યસોદા.
જાગૃત સ્વપ્ના માંહે ધ્યાનજ મ્હારૂં, પુત્ર સુખમાં બૂડી;
હું વિના વલવલી મરશે, જેમ ટળવળે ટીટુડી. યસોદા.
મથુરા નગરીમાં આણી, વૈકુંઠ જોવાસું;
પ્રેમાનંદ પ્રભુ રામ કહે, કયાંથી યસોદાનું પાસું? યસોદા.

# જસોદા વિલાપ.

મ્હારૂં માણકડું રીસાવ્યું રે શામળીઆ,
ત્હારા મનમાં એ શું આવ્યું રે શામળીઆ.
હું અપરાધણ માતાને મૂકી, શા માટે ઝંપલાવ્યુંરે—શામળીઆ મ્હારૂં
કાલિન્દીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળીરે—શા. મ્હારૂં. ૧
સંતાન રૂપી મોટું ધન તે, કરમે લીધું લૂંટી;
મ્હેં નવ જાણ્યું જતન કરી, રતન પડયું કેમ છુટીરે—શા. મ્હારૂં. ૨
પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો હું, વિજોગ આગે બાળીરે—શા ૩
નાકે મોતી પાયે ઘુઘરી, મોર મુગટ શીર ધારી;
ફરી રૂપ હું કયાંથી દેખું, હારે આવે ગૌચારીરે—શા. મ્હારૂં. ૪
કાને કુંડલ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવે;
ભૂખ્યો છોં કહી પેટ દેખાડે, મા કહી મુને બોલાવેરે—શા. મ્હારૂં ૫
પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરૂં માગે;
હું ઘરડી માને થાકી જાણી, કોણ વળોવવા લાગેરે—શા. મ્હારૂં. ૬
તું પ્રાણેશ્વર, તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળસખાની કોણ વલે, આ ગાયો ટીસી ટીસી મરશેરે—શા. મ્હારૂં. ૭
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ ને પુતળી, ત્હારે રમકડે કોણ રમશેરે—શા. મ્હારૂં. ૮
કાંઇ તું ગયો ને હું જીવું છું, ઓછા સગપણ માટે;
સાચું વહાલજો તાંહાં જણાયે, સાંભળતાં હૈડું ફાટેરે—શા. મ્હારૂં. ૯
કારણે પાષાણ કઠિણ છે, તેથે કઠિણ છે લોહ્‌;

વજ્ર તુલ્ય છે કાળજ મ્હારૂં, લોકને શું દેખાડું મ્હોડુંરે—શા. મ્હારૂં. ૧૦
ત્હેં મખાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઇ આવ્યું;
ઉખળનું બંધન આજ સંભાર્યું, તે માટે ઝંપલાવ્યુંરે—શા. મ્હારૂં. ૧૧
નંદ જસોદા ગાય ગોવાળ, વ્યાકુળ વ્રજની નારી;
ચાર ઘડી પુંઠે સર્વે પડજો, હળધર રાખે વારીરે—શા. મ્હારૂં. ૧૨

પ્રેમાનંદ.

## અભિમન્યુ-ઉત્તરા.

---

હવે સ્વમા પછીની વાત.

### રાગ કાલિંગડો.

સાંઢે ચડીને રાયકો આવ્યો, પુછે સમાચારરે:
પાંડવ રાજા કુશળ કહાવે, કુશળ અર્જુન કુમારરે.
ત્યારે રાયકો મુખ વાણી બોલ્યો, સાંભળને તું નારરે;
કૌરવ પાંડવને જુદ્ધ મંડાણું, હસ્તિનાપુર મોઝારરે.
અભિમન્યુ રાજા રણવટ સાંચરે, તેડાવી પુત્રી તમારીરે;
રાયકા કેરાં વચન શુણીને, ધરણી ઢળી તે નારીરે.
મારી ઉત્તરા નાનું બાળક, ક્યમ જાશે અવતારરે;
મોટાંનાં રાંડ્યાં વેઠવાં દોહલાં, કુંવરી છે સુકુમારરે.
ઉત્તરા કુંવરિ વાણિ બોલ્યાં, સાંભળ મારી માયરે;
મારા કરમના કાળા ઉઘડ્યા, હવે રોયે શું થાયરે.
સવાલાખનો સાસરવાસો, કરતી રૂદન કરે માડીરે;
અધલાખનો સાંસો રહી જાયે, આંગળી રહે ઉઘાડીરે.

ઉત્તર કુંવર એણી પેરે બોલ્યો, સાંભળ મારી માયરે;
દીકરિયોનાં ન પડે પુરાં, લખેશરી જો થાયરે.
ઉત્તરા ત્યાંથી પરવરી, તે પવન વેગે જાયરે;
અર્દ્ધ પંથ તો જ્યારે પોહ્યાં, ચિંતાતુર બહુ થાયરે.
અભિમન્યુ મુખથી બોલિયો, તું સાંભળ મારી માયરે;
ઉત્તરા તો આવી નહિ મારે, જુદ્ધની વેળા જાયરે.
મારે દુર્યોધન જીતવો રણે, ચક્ર હવું ચક્રચુરરે;
ઉતાવળ અત્રકી કરો મારે, રણમાં થાય અસુરરે.
ત્રાંબાકુંડી જળ ભરીને, નાય અભિમન્યુ બાળરે;
સોના કેરો બાજઠીયો ને, રૂપા કેરી થાળરે.
ખાજા લાડુ અને જલેબી, મગદળ અને મોતીચૂરરે;
ઘૃત વિશેષ મુકે માંહિ માતા, કરમલડો ને કુરરે.
ત્યારે અભિમન્યુ મુખથી બોલ્યો, સાંભળ મારી માતરે;
છેલી વારનું ભોજન કીજે, પાસે બેશી સાક્ષાતરે.
ત્યારે સુભદ્રા મુખથી બોલ્યાં, સાંભળ મારા તનરે;
પુત્ર જાતાં નીર ન ભાવે, કયમ જમું ભોજનરે.
છેલી વારના હાથે કોળિયા, કરી જમાડે માયરે;
વીજણલો કરમાંહી ગ્રહીને, માતા ઢોળે વાયરે.
જમી કરીને ઉઠ્યા અભિમન્યુ, રથે થયા અસ્વારરે;
તે આઠ પછડે ચાલતો તેણે, અશ્વો જોડ્યા ચારરે.
શસ્ત્ર થકી ભેદાય ન એવું, બખતર પેર્યું શરીરરે;
ભભકાદાર ત્યાં ભાથા ભીડ્યા, જોદ્ધે બાવન વીરરે.
છત્રિશ આયુધ ભરી કરીને, રથે થયો અસ્વારરે;
તેને સુભદ્રા વળાવવા ચાલી, નેત્રે જળની ધારરે.

સુભદ્રા મુખ વાણી બોલ્યાં, સાંભળ મારા તનરે;
લાડકવાયા ક્યારે આવશો, કહોને મુજ વચનરે.
અભિમન્યુ મુખથી એણી પેર બોલ્યો, સાંભળ મારી માતરે;
જુદ્ધ કરવાને સાંચરૂં રાય, દુર્યોધન સંઘાતરે.
માતાજી દુર્યોધન જીતવો, ચક્ર હવું ચકચૂરરે;
દુધનાં કુંડાં ભરિને મૂકજો, આવું આથમતે સૂરરે.

ઢાળ ૨ જો.

ત્યાંથા આજ્ઞા માગવાને જાયરે, જ્યાં હુતાં કુંતી માયરે;
કુંતીજી બોલ્યાં વાણરે, કુંવર માનજે પરમાણરે.
તારે સંગ્રામે સિદ્ધિ થાયરે, ઘેર કુશળે આવો રાયરે.

ઢાળ ૧ ની દેશી.

હવે રાયકો કહે રાણીને, હેઠાં ઉતરો ઘર્ણુ;
પેલાં તમારી સાસુ ઉભાં, જઇ નમોને ચર્ણ.
ઉત્તરા કુંવરી હેઠાં ઉતરી, નમ્યાં સાસુને પાય;
દ્રોપદીજીને વેગે નમિયાં, નમિયાં કુંતા માય.
સુભદ્રા કહે વહુઅર મારી, આ પેલો ભરથાર;
મારો વાર્યો નવ રહ્યો તે ચડિયો રણમોઝાર.
હાવ ભાવ કટાક્ષ કરતી, મનાવ તું સ્વામીન;
ઉત્તરા ત્યાંથી પરવરી જ્યાં, ઊભો છે રાજન.
અભિમન્યુ કહે ધન્ય પુરૂષ, જેનો હશે આ નારી;
કાં રાજા તમે નથા જાણતા, વૈરાટની કુમારી.
ઉત્તરા કુંવરી કહે ધન્ય નારિ, જેને આ ભરથાર;
કા રાણી તમે નથી જાણતાં, અર્જુનનો કુમાર.
ઉત્તરા તેને આવી મળીને, બોલી મુખથી વાણ;
મારા સ્વામી રણ વિચરો તો, ઇશ્વરની છે આણ.

### રાગ પરજની સાખી.

ઉત્તરા મુખથી ઊચરીરે, સાંભળ મુજ ભરતાર;
જો તમે રણવટ સંચરો તો, મારો મુજને ઠાર.
ઉત્તરા મુખથી ઊચરીરે, સાંભળ મારા નાથ;
તમે તો રણવટ સાંચર્યા, મને સોંપો કેને હાથ.

### રાગ વેરાડી.

તમે ચાલો તો રાવજીની આણરે, હો સુભદ્રાના જાયા;
તમે ચાલો તો કાઢું મારા પ્રાણરે, હો સુભદ્રાના જાયા. ટેક.
વૈરાટ મારો પિતા કહિયે, સુદર્શના મારી માત;
મેં તો તમને ઓળખિયા, જ્યારે ઝાલ્યો ચોરિમાં હાથરે. હો સુભ૦
અર્જુન સરખો સસરો મારે, સુભદ્રા સરખાં સાસુ;
કૃષ્ણ સમા મામોજી મારે, રણવટ જાઓ તે ફાંસુરે. હો સુભ૦
અર્જુનના તનજ કહાવો, વસુદેવના પુત્રીજ;
કૃષ્ણના ભાણેજ કહાવો, ભીમ તણા ભત્રીજરે. હો સુભ૦
સોળ કળાનો ચંદ્ર શોભે; તેવી શોભા તમારી;
જેવું હસ્તિનાપુર બેસણું તેવી, હું અર્દ્ધાંગા નારીરે. હો સુભ૦
રાજહંસ તમને જાણી મેં, કર્યો તમારો સંગ;
જો જાણત બગ બાપડો, તો કેમે ન અરપત અંગરે. હો સુભ૦

### રાગ બેરાડી દેશી બીજી.

ગોરી મેલો ઘોડીલાની વાગરે, કુંવરી રાવતણી;
ખસો રથતણો દો માગરે, કુંવરી રાવતણી. ટેક.
મારૂં માંસ શિયાળ ન ખાયરે, કુંવરી૦—
ગોરી હવે રહ્યું કેમ જાયરે, કુંવરી૦—
હું તો અર્જુન કેરો તનરે, કું૦ કેમ યુદ્ધથી ફેરવું મનરે; કું૦

મારો લાજે અર્જુન તાતરે, કું૦ મારી લાજે સુભદ્રા માતરે. કું૦
મારે શુકને કોઇ ન જાયરે, કું૦ ગોરિ લોક હસારત થાયરે; કું૦
મારી જાણુત આવી નારરે, કું૦ નવ જાત હું રણ મોઝારરે. કું૦
એકવાર લાવે જગદીશરે, કું૦ હું તો છેદું મામા કેરૂં શીશરે; કું૦
મને ખોટી કહીતી નારરે, કું૦ આપણુ મળશું પેલે અવતારરે. કું૦

### રાગ પરજિયો.

મને મારીને રથડા ખેડરે, બાળા રાજારે.
મને જુદ્ધે સાથે તેડરે, બાળા રાજારે.
આપણુ સરખા સરખી જોડરે, બા૦ મને જુદ્ધ જોયાના કોડરે, બાળા.
લાવો હું ધારૂં હથિયારરે, બા૦ કરૂં કૌરવનો સંહારરે, બાળા.
છાંડી જુદ્ધ વળો ઘેર આજરે, બા૦ મારા બાપનું અપાવું રાજરે, બાળા.
નારિકેશ સમુળા કહાડેરે, બા૦ રથ ઉપર દેહ પછાડેરે, બાળા.
મારૂં જોબનીયું ભરપુરરે, બા૦ મને મેલીને ચાલ્યા દૂરરે, બાળા.
મેં તો શોરે કીધો અધર્મરે, બા૦ મારે ક્યા જનમનાં કર્મરે, બાળા.
મેં તો વેલો[1] વાધતાં તોડીરે, બા૦ મેં તો ધાવતી ધેન વછોડી રે, બા૦
મેં તો વેતી નીક[2] દીધો પાગરે, બા૦ લીલા વનમાં મેલી આગ રે, બા૦
મેં તો સુતાં ગામ બળાવ્યાંરે, બા૦ મેં તો કુડાં કલંક ચડાવ્યાં રે, બા૦
વળતી બોલ્યો અભિમનરે, ઘેલી રાણીરે;
તમે વાત વિમાસો મનરે, ઘેલી રાણીરે.

### ઢાળ.

ઉત્તરા કુંવરી વાણી બોલી, સાંભળ મુજ ભરથાર;
તમે જુદ્ધ કરવા સંચરોછો, ચક્રવ્યૂહ મોઝાર.
મરજો કે મારજો તમે, નવ દેશો પુંઠ લગાર;

---

૧. કોઇના વંશનો વેલો વધતાં તોડયો. ૨. કોઇની આજીવિકા બંધ કરી.

સહિયર મેણુ મારી કહેશે, કાયરની આ નાર.
અવનીપર જે અવતર્યો તેને, મરવું એકજ વાર;
મોતથકી ડરિયે નહિ, તે માટે ભરથાર.

રાગ કાલિંગડો.

ઉત્તરા ત્યાંથી સાંચરીને પછી, આવી સુભદ્રા આવાસરે;
સજ થઇ અભિમન્યુ ચાલ્યો, યુધિષ્ઠિરની પાસરે.
સભામધ્યે ચાલી આવ્યો, કુંવર થઇ સાવધાનરે;
અભિમન્યુ આવતો દેખી રાયે, દીધાં આદરમાનરે.
કર જોડી મુખવાણી બોલ્યો, કાકા કેરે સાથરે;
છ કોઠા હું હવણાં જીતું, માનો સાચી વાતરે.
આગળ હું કાંઇ નથી લેતો, સાતમા કોઠાનો મર્મરે;
તે થાનક મારૂં મૃત્યુ જાણજો, વેગે કાકા ધર્મરે.
ભીમસેન મુખવાણી બોલ્યો, ઘાલી મુછે હાથરે;
સાતમો કોઠો હું ભાગી નાખું, હું છું તારે સાથરે.
મુજ છતાં દુખ પમાડે, તેના તો લઉં પ્રાણરે;
ગદા લઇ એક મેરથી આવી, કરૂં કચર ઘાણરે.
એવું સાંભળી અભિમન્યુ લાગ્યો, યુધિષ્ઠિરને પાયરે;
આજ્ઞા માગીને નિસરિયો, ત્યાં બોલ્યા ધર્મરાયરે.
કુંવર મારા જોઇ વિચારીને, સંગ્રામ કરજો ત્યાંયરે;
અર્જુન આવી પુછે અમને, ઉત્તર શો દઇએ ત્યાંયરે.
ત્યારે ત્યાં અભિમન્યુ બોલિયો, રાખશે શ્રીજગદીશરે;
એમ કહીને સાંચરિયો પછી, વેગે નમાવી શીષરે.
રથ ઉપર આવીને બેઠો, પારથનો કુમારરે;
ચતુરંગી સેના સજ થઇ તેનો, ગણતાં ન આવે પારરે.

મતવાલા મલપંતા હીંડે, મુખ ચાવ્યાં તંબોળરે;
મદમાતા ને હીંડે ધાતા, રંગે રાતા ચોળરે.
આભરણ પેર્યા ઓપતાં ને, માથે રાતી મોળરે;
સાથી દીસે શોભતા તેને, વર્ષ થયાં છે સોળરે.
જુદ્ધે શુરા રણે પુરા, ચાલે અટપટી ચાલરે;
ધનુષ્ય બાણ કરમાં ધરિયાં ને, ઝળકતી મુઠી ઢાલરે.
ટારી કેડે વાંકડી ને, વળી કરમાં બાણ કમાનરે;
સાંગ કરથી ખંજર ગુપ્તી, દીસે શોભાયમાનરે.
ભાથા ખડગ કટિમાં ધરિયા, તરકસ તાતા તીરરે;
છત્રીસ આયુધ અંગે સજિયાં, જોદ્ધા બાવન વીરરે.
હાથી ઘોડા રથ પાલખી, કહેતાં ન આવે પારરે;
ધરાની કછી મુલતાની, શોભિતા હય સારરે.
ખુરાસાની ને વિલાયતી વળી, બંગાળી કહેવાયરે;
પાણીપંથા ને પાખરિયા, ઉજ્વળ જેની કાયરે.
દેવવંશી ને દાનવવંશી, ઉત્પત્યા ઓળા ઓળરે;
લીલા ધોળા કાળા કાબરા, રંગે રાતા ચોળરે.
વાંકડિયા વેડાંગે ચડિયા, સજી સર્વ હથિયારરે;
ઠામ ઠામથી જોદ્ધા ચાલ્યા, કહેતાં ના આવે પારરે.
જુદ્ધ કરવાને અભિમન્યુ ચાલ્યો, હઇડે હરખ ન માયરે.
ધજા ફરકે ને નેજા ઝગકે, નીશાને વળિયા ધાયરે.
અભિમન્યુ કહેછે સારથીને, રથ હાંક મારો ત્યાંયરે;
ચક્રવ્યૂહ ગઢ ભેદવો છે જ્યાં, દ્રોણગુરૂ છે ત્યાંયરે.

## ચોપાઇ ત્રણ તાળની.

અભિમન્યુને આવતો જોય, સૌ કૌરવ વિસ્મય હોય;
માંહોમાંહ્ય કરેછે વાત, આવ્યો અર્જુન એ સાક્ષાત.

# સિદ્ધાર્થની છેલ્લી વદાય.

---

મ્હને પ્રેરતા તારક વૃન્દ! આ હું આવ્યો રે,
દુઃખ ડૂબ્યા ઓ જગ જન! આ હું આવ્યો રે;
તમકાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે,
રાજમન્દિર સુખમય સાજ, રજનિ દિન સુખનાં રે;
(સાખી) તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક;
રાણી મધુરી! તે તજું હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ.
(મૂળ ચાલ) તોય ત્હારો પણ ઉદ્ધાર થશે જગ સંગે રે,
અને તુજ ઉદરે આ વાર સ્ફુરે જે ઉમંગે રે.
મુજ શિશુ અંકુર એ આપણા પ્રેમનો ગૂઢો રે;
થોભું આશિષ દેવા હેને, ડગું રખે હું તો રે;
ઉદ્ધરીશ હું એ પણ બાળ, અરે સહુ થોભો રે;
પત્ની, પુત્ર! પિતા! ક્ષણ વાર અને જગ લોકો રે;
આ અવસર કેરું દુઃખ સહો મુજ સંગેરે.
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગે રે;
કર્યો નિશ્ચય દૃઢ આ વાર, હવે હું ચાલું રે,
નવ પાછો ફરૂં કો કાળ, અચળ પથ ઝાલું રે.
( સાખી ) સોધું સત્ય અતિ ગૂઢ તે મળતા લગી ફરૂં નહિ;
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઇ.

## ( ચોપાઈ ત્રણ તાલની. )

કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ,
કાંઇ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં તે તો વદન પર ઘેલાં;

હજી અશ્રુથી ભીનું વદન, ભેવા ઘેલ્લી વહાયનું મન,
કીધી પ્રદક્ષિણા ત્રણ વાર, શય્યા કેરી ધરી ભક્તિ ભાર;
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણીઃ-
"ફરી આ રમ્ય શય્યા માંહિ, કરૂં શયન કદી હું નાહિ."
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર;
અન્તે બળ કરી છૂટયો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી,
ચાલ્યો, શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો.

નરસિંહરાવ.

## જીવને બોધ.

વારંવાર માનવ દેહ નથી, પામ્યો તો ચેતે ઘરથી;
જ્યારે જર્જર થાશે અંગ, ઇન્દ્રિય મુકી જાશે સંગ;
ત્યારે અખા જપમાલા ગ્રહે, ભાંગ્યે ઘડે પાણી કેમ રહે.
વૃદ્ધ થયો વંઠયું મન તન, ઉપાય ટળ્યો ને ખુટયું ધન;
ત્યારે ધર્મ સાધવા જાય, કહોયું કાપડ સોદો થાય;
અખા ભજી નહિ જાણ્યો નાથ, ભોંયે પાડયો ચારે હાથ.
પણ સમજે સઘળો સંસાર, સમજે જાય સઘળો ભાર;
જેમ જેમ સાચું માને જન, તેમ તેમ વાધે દને દન;
અખા પ્રેત બ્હીતાને ખાય, [પણ] ધીરજવાન તે કુશળે જાય.
એક અફીણ બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ;
જેમ જેમ અદકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મુકે તો મુવે સરે, નહિ તો અખા તે ખાતો મરે.

ભુખ્યો નર બહુ તક્રજ પીયે, જાણે ઉદર ભરીને પુષ્ટિ પામીયે;
તેણે પ્રાય નહિ ને વાધે રેગ, એમ અખા નો હે આતમભોગ.

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપ માળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાક્યાં ચર્ણ, તોય ન પોતા હરિને શર્ણ;
કથા શુણી શુણી ફુટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ;
પાણી દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત.
જોજોરે મ્હોટાના બોલ, ઉજ્જડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહી કોદરા ભળ્યા;
ઘેંસ ન થાયે ન થાયે ધાણી, કહે અખો તે વાતજ જાણી.
આંધળો સસરો ને શણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કંઈ ને સમજ્યાં કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.
બળદની તે કેમ થાયે ગાય, મુરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા તેમાં ન લેવા દેવા.

દેહ દમન મુડાનું કર્મ, મરગ જાણે માંડ્યો ધર્મ;
પીડે પિંડ તે પેટને કાજ, કાયા કસી જાચે મહારાજ;
ત્હેં જાણ્યો છે તે નો હે ધર્મ, અખા કુસકા કુટે શ્રમ.
ચૈતન્ય બ્રહ્મ વદે વેદ જાણ, તું તો પૂજે પીત્તળ પ્હાણ;
ટીલાં ટપકાં કાઢે ખાસ, જાણ્યો મારગ પણ છે મેવાસ;
વંદે ચરણને નંદે પિંડ, ભક્તિ તોયે અખા પાખંડ.

પંડ પખાળે પૂજે પ્હાણ, મનમાં જાણે હું તે જાણ;
ક્રોધ વર્ણે વેષ અહંકારે મરે, વ્હાણુ સોનાનું તે નવ તરે;
મન જાણે હું પાવન થયો, પણ રેખ દોષ પેલો નવ ગયો.
પરને વળગ્યો હીંડે અંધ, આંખ્યાળો નવ વળગે અંધ;
દાન દયા શીળ કહેતા જાય, મંત્ર જાપ તીરથ મહિમાય;
અખા બાળકની પેરે થયું, ઓરાં સાટે ઘરેણું ગયું.
ખરાબ થયો જીવ બ્યસને કરી, કર્મ વોર્યા ને ખોયા હરિ;
મરડી મુછ મુખ વાંકા બોલ, કાલ લાગશે ઢીલા ઢોલ;
અખા વરણાગી વણશી જશે, ભુંડા-ભગળ ઉઘાડાં થશે.
એક મેલો મંત્ર ને બીજો કુવર્ક, સાધકને મુખે મુક નર્ક;
અખા ઇશ્વરને નહિ છેતરે, લાંબો દાતો વ્હેલો ખરે;
કલ વકળ કાળ મન કશી, શું બાળક છે જે છેતરશો હસી.
હિરણ્યકશ્યપે વર માંગ્યો છળે, હરિયે તે ઘાટ ઘાલ્યું કળે;
તો અખા તે હરિશું શી હોડ, હથેલીથી ઉછળો તે કહોડ;
અખા અહંકારને ટાળા જોય, તું ન રહે તો સિદ્ધિ સાથે શીઘ્ર મ્હોય.

કોઈ કહે મોટા શિવદેવ, કોય કહે વિષ્ણુ મોટા અહમેવ;
કોઈ કહે આદ્ય ભવાની સદા, બુધ કલ્કીના કરે વાયદા;
જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલમે શરિક;
અખા સૌ બાંધે બાકરી, કોય ન જુવે હરી પાછો ફરી;
ઘણા શબ્દ પડ્યા જે કાન, ત્હેને ત્હેનું લાગ્યું ધ્યાન;
એમ ગોથાં ખાતો સંસાર, અખા વિના વસ્તુ વિચાર;
બ્રાહ્મણ કહે સત્ય કરવા યજ્ઞ, પશુવધ કીધે હોયે પુણ્ય;
જૈન કહે હિંસા પાપ, અખા ધર્મ પણ જુજવા થાપ.

માણસપેં દેવ ઉત્તમ લખે, ત્યાં મદ્ય માંસને ભખે;
બુદ્ધિ પ્રમાણે લખી ગયા, બુદ્ધિ પ્રમાણે વાંચે રહ્યા;
બુદ્ધિ પ્રમાણ સો સાંભળે, બુદ્ધાતીતથી સૌ ચળવળે;
મ્હોટી તાણ છે પંથજ તણી, નથી જુજવા એક છે ધણી;
પોતાના ઇષ્ટની પાળવી ટેક, સકળ ઇષ્ટનો અધિપતિ એક;
જેમ રાજા એક ને પ્રજા જુજવી, અખો તે રીત જુવે અનુભવી;
જ્યાં શુચિ અશ્રુ રહેવા નહિ ઠામ, એમ ભરી પૂરણ રહ્યો રામ;
કોને કર્તા ન જાણ્યો જડે, વઢે ઢીકે ને કટારી કડે;
અખો હું ઘણોએ રટ્યો, હરિને કાજે મન આવટ્યો;
ઘણાં કૃત્ય કર્યાં મ્હેં બાલ્ય, તોય ન ભાંગી મનની દાઝ.

બ્રહ્માદિક નવ પામ્યા પાર, એમ જાણીને ખાશો માર;
અગમ અગોચર સૌને હરિ; બ્રહ્મા કીટ લગી માયા આવરી;
અખા હરિ જો મળનારા થાય, ન ગણે ઉંચ નીચ રંક રાય.
કુળ અધિકાર અધ્યયન ચાતુરી, પાપી મૂર્ખ ત્યાં ન જુવે હરિ;
જેમ વાયની વળણે લાગે લ્હાય, ઘણ ડાગુ જમણું ન ગણે વાય;
ત્યમ ઉંચ નીચ ન ગણે નારાણ, અખા એમ ખરાખરી જાણ;
ઉંચ ખરા તે ઉંચ ન જાણ, નીચ તે નો હે નીચ નિર્વાણ;
ઉંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પીંડે ઠાલો નથી કર્યો;
સાચો મારગ જે કોઈ લીયે, મિથ્યા મારગ મુકી દીયે;
અટળ વસ્તુને અહોનિશ ધ્યાય, ટળને બાંધણે બાંધ્યો નવ જાય;
ટળમાં રહે અટળ શું પ્રીત, અખા એવા પુરૂષની થાશે જીત.
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના ક્ષોને હરિના થાઓ;
હરિજનને ગ્રહ કહો શું કરે, જે ગ્રહ બાપડા પરવશ ફરે;

રવિ ભમતો ને શશિનો બે, રાહુ તો ધડવોણો રહે;
કાણો શુક્ર ને લુલો શનિ, બૃહસ્પતિએ સ્ત્રી ખોઇ આપણી;
આખા નહિ ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી.

અખો

## પુષ્પ.

---

પ્રિય પુષ્પ ! તને અહિંથી ઉચકી,
લઉં હાથ વિશે બહુ હર્ષ થકી;
પણ કાંઇ વિચાર વિશે ચમકી,
જરા હાલ વિચારૂં.

કરમાઇ જવા નકી તુંજ ખીલ્યું,
તુજ શ્રેષ્ઠ સુગંધ મહીં નીકળ્યું;
ગુહ્ બોધ દઇ ખરી ભૂમિ ઢળ્યું,
સહુ આખર ખારૂં !

અતિ રંગ અનુપમ અંગ ધર્યો,
દીપવા વળી ખુબ ઉમંગ ભર્યો;
ખડી ડોક થકી બહુ ઠાઠ કર્યો,—
સહુ એ શિદ ધાર્યું ?

શુભ દિન ઉગ્યો નકી રાત થવા,
ઉદધિ ઉછળે ભરી ઓટ જવા;
ઉડશે થઇ જીરણ રંગ નવા,
નહિં તેં શું વિચાર્યું ?

જન કૈંક જગે ન વિચાર કરે,—
( ન ધરાપર પાય જરાક ઠરે ! )—

નિજ ઉત્તર સ્થિતિ નહિં સમરે,
સહુ ભાવિજ ભૂલી.
પણ આખર પાય ઢીલા બનશે,
પસતાઇ ઘડી ઢળીને ગણશે;
ઢળતા ઢળતા ભૂમીમાં ભળશે,
ભવસાગર ડૂબી !
પણ એહ જનો તુજ હાલ અહિં,
નિરખે કદી આ ઘડી એક રહી;
પ્રિય પુષ્પ ! કહે, શીખવે શું નહિં,
વિધિ મર્મ જ તું તો ?
તુજમાં સહુ એહ સમાઇ ગયો,
વળી વિશ્વ તણો વર ભેદ રહ્યો;
તુજ સાથ ખરે નિરખું અહિં એ,
ખુદ કાળજ સુતો !
તુજને ઉચકી ધરૂં જ્યાં હું કરે,
તુજ ડાંખલી, પાંખડી, સર્વ અરે;
પણ હે પ્રિય કોમળ પુષ્પ ! ખરે,
કદી જો સમજું હું.
અહિં કોણ જ છે ધરણીપર તું,
મૂળ, સો, વળી મહીં સો બનતું;
તત્ર શું ઇશ માનવિ છે વરતું,
ઝટ એ સઘળું હું ! !
ખબરદાર.

# ગિરનારને ચરણે.

ઉગ્યું સવાર સુખ રૂપ સખી! અમારું;
યાત્રા હજો શુભ સુખી અમ ઉર્ધ્વગામી;
માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે,
યાત્રાળુને કનક અંગુલિથી નિમન્ત્રે.
આકાશમાંથી ઉડુમંડલ સંચર્યું'તું,
આતિથ્ય અર્ધ્ય રવિ એક જ અર્પતો'તોઃ
તે કોઈ લંઘ નમણું ઉર નામતું'તું,
લીલા વિમુગ્ધ પડતું લચી દેવ પાદે.
પ્રાચી વિશે વિચરતા અમ સૂર્ય દેશો,
જ્યાં તેજના ઝરણ કોટિક ફૂટતાં'તાં;
જ્યાં ઊડતા અમિત ભાર્ગવના ફુવારા,
આત્મન્ તૃષા છીપવવા લીધ પન્થ ત્યાંના.
ન્હોતી સીમા ગગનનીય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની;
ન્હોતાં જ સંકલન તે સ્થલ કાલ કેરાં,
નિઃસીમ એમ વહતા પ્રભુના પ્રવાહે.
લેતાં વિરાટ પગલાં સખી! વિશ્વ ખોળે,
વર્ષો સહસ્ર કૂદતા મૃગલાની ફાળે;
ઊભા યુગાન્તીર, લોચન વર્તમાન,
એનું હતું બલ વિભુ નવપ્રેરણાનું.
હા! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણ ત્યાં ચરણે પડેલો;

રાજેન્દ્ર કો થઇ ગયા સખી ! ધર્મગોપા,
તે ગાય વંશવિભુની ગુણવંત ગાથા.
શું સ્થૂલ સુક્ષ્મ લહરી નથી એક પૂરે ?
શું સ્થૂલ નેત્ર નવચેતન મન્ત્ર વાંચે !
શું સૂક્ષ્મની ન વશી સુન્દરતા સ્થૂલોમાં ?
શું સ્થૂલમાં ન ઉભરે ચિર ચેતનત્વ ?
જોયું અમે ગિરિકણે સ્થૂલની શીલામાં,
જોયું અમે ઉંડું ઉંડું, અદ્દભુત દીઠું;
તે એક શૈલ કણના ઉરમાંહી જોતાં;
ઇતિહાસવાહી લીધ દર્શન ત્યાં પ્રભુનાં.
આદ્યન્ત આ જગત્ જીવનને ભરીને,
ઘોરે અઘોર નીર સાગર કાલ કેરો;
ને તે મહાકમલની દલ પાંદડીમાં,
મોંઘો સખી ! પરમ બ્રહ્મપરાગ ઊડે.
મારી છલંગ સખી ! સાગર એક કૂદ્યા,
નિહાળ્યું ભારત સુસાત્ત્વિક વન્દનીય;
નિહાળી શ્વેત ગિરિમાળની હિમભૂમિ,
ને સાધુ સાધ્વીની દીઠી મહિં શીવ રેખા.
ઓળંગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્લાદિની વિચરતી દીઠી ધર્મધેનૂ;
ત્યાં નિરખી સુભગરાજ્યવપાદ લંકા,
ને વીરવીરી અડુકો મહિં સ્તોત્ર ગાતાં.
સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા,
પોષી સહર્ષ સુરનન્દિની ચન્દ્રગુપ્તે;

હે ખંડ ખંડ દુખ રાજર્ષિ અશોક,
સૌ એક શૈલકણમાં ગૂઢ પ્રાણ ! દીઠું.
ગાલે ઝુકે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે પુનઃ પુનઃ પાલવ ઉરદેશ;
સંકોરી કોર સરતી કરવેલડીએ,
તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો ?
દીઠી શિક્ષા મહિય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત્ ચેતન ઓઘ વ્હેતો;
તો શૈલને જડ પકી વદવું સખી ! કાં ?
તો શૈલને જડ કહી સખી ! નિન્દવું શેં ?
જ્યોતિ ઝીલી મહત્ભાવ દિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિશાળ કૃપાની ધારા;
ચાલ્યા અમે પછી પીતા જં વરેણ્યં ભર્ગ,
આતિથ્ય દેવકુલનું સખી ! યાચવાને.

ન્હાનાલાલ.

## દ્વારામતીને.

દેવિ ! અહો દ્વારામતિ ! હતી પ્રેમપુણ્યપ્રભાવતી !
શી આજ, હા ! સાગરતટે, તુજ દામણી મૂર્તિ ખડી !
તુજ નૂર ક્યાં ? તુજ શૂર ક્યાં ?
તુજ ધામ, દામ, દમામ ક્યાં ?
એ યાદવોના મ્હેલ ક્યાં ?
ક્યાં સ્નેહસરિતા રેલતી ?

શ્રી કૃષ્ણચન્દ્ર તણું, અહો !
એ પ્રેમધર્મનિશાન ક્યાં?
ક્યાં—પ્રેમજીની ભૂમિ ક્યાં?
ક્યાં આજ, હાય ! ગરીબડી !
ક્યાં સુરસરિત સમોવડી,
સ્રોતસ્વિની સખી ગોમતી?
મેલી અહીં આ દીસતી,
સાગર તણી શી વીરડી !!
ક્યાં છે કુમારી સરસ્વતી?
બ્રહ્મર્ષિકુર હાજર હતી?
જેને હિલે દ્વારામતી,
નિજ નૅન શી વ્હાલી હતી !
શું શારદા હજી છે અહીં?
જંહી શાનનેય ગમે નહીં !
શી હેતહીણી ઝુંપડી !
શું એ વિભૂતિ વસે તહીં?
વ્રુજ ધર્મધામ રુચિર શું !
રૂપ, નામ સૌ પલટી ગયું !
દ્વારામતી બદલાઇ શું !
શું 'દ્વારકા'! આ શું થયું?
ઇતિહાસની જૂની આરસી,
રજ તે પરે શી આ સ્હડી !
બીત આંસુની આડી ખરી !
દેખે નહીં મુજ આંખડી?

પ્રદ્યુમ્નની ધરતી અહીં!
અનિરૂદ્ધ યાદ કરાવતી!
સ્મૃતિ પ્રેમધર્મની રાજતી!
મુજ પ્રીતિ ત્યાં તાઝી થતી!
દેવિ! ઉષા! પ્રદ્યુમ્નાંગના!
ચૈતન્યજ્યોતિ! વીરાંગના!
હૃદયે, અહો! તુજ નામના,
સ્મરણે નવી ગતિ લાધતી!
ભીની છતાં ઉર આંખડી!
લુછી ગે જુવે કં વાટડી!
મુજ ઝિન્દગી લાલી ભરી,
ક્યારે ઉષા અજવાળતી?
મુજ કલ્પનાની પ્રતિકૃતિ!
મુજ પ્રેમની આછી છબિ!
તુજ વ્યોમમાં રહી આ પરી!
પણ, ગાન કાં ગાતી નથી?

સાગર.

## સ્વદેશસ્તોત્ર.

મ્હારી ભરતભૂમિ!
રૂપાળી, રળિયાળી, યશાળી, સુશીલ પુનિત!
તારા ચરણ ચૂમી (૨)
આનંદે વંદું જય જય હરદમ નિત્ય! — ટેક.

દુનિયામાં દેશ અનેક જ છે;
સૌ સૌમાં કાંક વિશેષ જ છે!
પણ તું તો અલૌકિક એક જ છે!—
મ્હારી ભરતભૂમિ!

કોણ આવે હીમાલયની હારે!
કોહીનૂરે અન્ય હીરા હારે;
પણ શેલડી સરસ સાકર ક્યાંરે!—
મ્હારી ભરતભૂમિ.

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે!
નવરંગી રમણી મનડાં મોહે!
જાણે વાડી વિશ્વંભરની જ હોએ!
મ્હારી ભરતભૂમિ.

સાથે વિશ્વંભરવ્હાલી તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી.
ત્હને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી.
મ્હારી ભરતભૂમિ

દેખી દુનિયા મરે છે દિલ દાઝી,
પણ ફીકર ન રાખ પ્રભુ તું રાજી!
હાય! હાલ ત્હેની છે ઈતરાજી!
મ્હારી ભરતભૂમિ.

ત્હારો વાંક નથી જ, તથાપિ એ,
અમે ભ્રષ્ટ કપૂત મૂઢ પાપીએ;
દેવ છેક દુભ્યો! દુભિએ હજીએ!
મ્હારી ભરતભૂમિ.

મદ, આળસ, ઇર્ષા ને અનીતિ;
મતિ મતલબી, આંધળી નીચ અતિ;
સુખ સાર્વજનિક સમજે ન રતિ,
મ્હારી ભરતભૂમિ.

જાણી જન્મભૂભક્તિ તો નામે નહિં;
એક પેટની વેર અખંડ લહી,
ઉંચી ઓડ બળદીએ પ્રીધી ન કહીં,
મ્હારી ભરતભૂમિ.

એવા જનને ધિક ધિક ધિક જ છે,
કીડી કાગડા એથી તો ઠીક જ છે;
જેને જાતિની દાઝ અધિક જ છે!
મ્હારી ભરતભૂમિ.

હોટેંટાટ, કાફીર જે કહો,
જંગલીમાં જંગલી જે લોકો;
જન્મ ભૂમિ ભજન અનભિજ્ઞ ન કો,
મ્હારી ભરતભૂમિ.

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
ર્‌હેણે દેશ ભક્તિ સબળા દાખી;
ઇતિહાસ છે જ એનો સાખી,
મ્હારી ભરતભૂમિ.

જન્મ જન્મી જન્મભુમિ જે ન ચહે,
સૃષ્ટિક્રમ વિરૂદ્ધ રાક્ષસ એ;
રે રાક્ષસે રૂડા સ્વપક્ષે રહે,
મ્હારી ભરતભૂમિ.

આવા ભ્રષ્ટ સંગે મંડાઇ માતા,
જે જગને સુજનતા મુળ દાતા;
જેનો જશ જયવંત હજી પણ ગાતા.
મ્હારી ભરતભૂમિ.

તું તો સત્વગુણી તત્ત્વ જ વેત્તા,
દેશદેશથી પંડીત જ્યાં વહેતા,
થઇ શિષ્ય સહોત્સાહે રહેતા.
મ્હારી ભરતભૂમિ.

ત્હારા કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહા શીળ નિર્મળ, બુદ્ધિવાળાં,
અહા, "દેવાં કમાડે પડે ન તાળાં,"
મ્હારી ભરતભૂમિ.

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ;
ત્હારી ભક્તિ રગેરગ રહી જ ઘુમી,
મ્હારી ભરતભૂમિ.

નવલરામ.

## ગુજરાત.

ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!
અમારો ગુણિયલ ગુર્જર દેશ;
પૂર્ણચન્દ્રની કૌમુદીઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો!

૨ આર્યનું સાગરતીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;
ગીતાના ગાનારા મહારાજ,
પાર્થના સારથીનાં જ્હાં રાજ્ય:
ગ્રીસ રોમથી ય જૂનાં,
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા:
યુગયુગ ધ્યાનવિલીન
ઉભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો!
૩ સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;
કોમળી કવિતા સમ સુકમાળ
સિન્ધુ જ્હાં દે મોતીના થાળ;
જગજૂનાં નિજ ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ઘૂઘવે ગરવો
વનમાં જ્હાં વનરાજ;
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્ત મહન્ત.
૪ પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણ ભરી વ્હેતી તેમ નિકાસ,
મોહી આંગણુ ઉતર્યો જ યૂરોપ,
વીણવા વાડીના ફૂલરોપ;

ગાણી ન વણસે પુણ્યપાંગરી
આ રસભૂમિની છાબ;
જગમોહન મુંબઇ નગરી જૂવો!
શું પાથર્યો કિનખાબ;
નિત્ય નવફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ. ધન્ય હો
૧ ચોળી, અછિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની મોતન સેર;
છેડલે આચ્છાદ ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ,
અંગ આખે બે નિજ અણમોલ
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણુકતનયા, ભારતશોભના,
સુન્દરતાનો શું કોડ!
આર્યસુન્દરી! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલ કુંકુમ, કર કંકણ સાર,
કન્થના સજ્યાં સેજ શણગાર. ધન્ય હો
ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનાં ડેલા ઘોળ;
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ;
૧૯ આણાકુરે વર્ણ્યા પૂર્વે
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,

એક પુરાતનના પડછાયા
આ અમ જીવનજન્ત્ર;
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારાં એક સુગન્ધ અમૂલ. ધન્ય હો!

૭ દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગત્ ઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલ્મિન પારસીઓને
અહિંયાં તીરથદ્વાર;
પ્રભુ છે એક, ભૂમિ છે એક,—
પિતા છે એક, માત છે એક,—
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો!

૮ નથી સ્ત્રી સમશેરોના દાવ;
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરૂક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી ય પળાય;
એક ઇડરના વનકેસરીએ,
બડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવ:

જન્મભૂમિ દયાનન્દનાં ધામ,<br>
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ.     ધન્ય હો

૫    સૂરતના રસિક રંગીલા રાજ,<br>
બુદ્ધિધન ભર્યો શ્રીનગરસમાજ;<br>
શૂરવીર સોરાષ્ટ્રી યશવાન,<br>
કચ્છના સાહસિક સન્તાન;<br>
ખંડખંડ વિસ્તરતો હિન્દી<br>
        મહાસાગર મહારેલ,<br>
તીરતીર જઈ સ્થાપી ગુર્જરી<br>
        સંસ્થાનોની વેલ.<br>
મહાસાગરની પૃથ્વિ વિશાળ,<br>
સરોવર કીધાં ગુર્જરી બાળ.     ધન્ય હો!

૧૦    વનેવન લીલો ઘટાસોહાગ,<br>
જગતનો દીપે શું અમુલખ બાગ!<br>
સજાવ્યા જેને રસશૃંગાર,<br>
લતામંડપ સમ ધર્માગાર;<br>
ભારતીએ કંઠ ફૂલ ફુવારો<br>
        અંજલિમાં શું લીધ!<br>
દિશદિશમાં ફૂલધાર ઉડાવી<br>
        દિલનાં પરિમળ દીધ!<br>
હિન્દમાતાની લાડિલી બાળ!<br>
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ!     ધન્ય હો!

ન્હાનાલાલ

## "મેઘને."

૧

ઓ મેઘ! વૃષ્ટિ લાવજે,
તુજ રેલ અહિં રેલાવજે!
ગડગડ કરી,
ભડભડ ભરી,
રણવાદ્ય તું જ વગડાવજે!–
ધરણી વિષે કંઈ તાપના સંતાપ છે,
પૂઠે પડ્યાં મનહરસુખી કંઈ પાપ છે;
એ સર્વને તુજ રેલમાં ઘસડી જઈ હોમાવજે;
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! દૂર દૂર સર્વ એ વહેવડાવજે!

૨

આકાશને સહુ છાઈ દે,
તુજ સરળ હળની વધાઈ દે;
સરસર સરી,
રસરસ ઝરી,
જગને અમીરસ પાઈ દે!–
નિર્દોષ કંઈ જગ બાળકો અથડાય છે,
જીવન નિરસ ગણીને નિરાશજ થાય છે,
તું તેમનાં ઉર છાઈને આશા નવી અંકાવજે,
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! રસરસ અંતરે ઉછળાવજે!

૩

તુજ બાણ રંગિન તાણજે,

મહિં રંગ હસતા આણજે;
દિનકર તણા
મુખ સમના
હયના ખુંખાર પ્રમાણજે !—
શુદ્ધ પ્રેમને જગમાં હું જોઉં રીઝતો;
બહુ શોકઘેરા રંગમાં ડૂબી જતો;
એ પ્રેમમાં તુજ આણના રંગો મુદિત રંગાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજ શીત હાસ્યમાંહિં હસાવજે!

૪

તુજ દાન દેતો ઘૂમીને
કર તૃપ્ત ભૂખી ભૂમિને !—
સહુ ભય હરી,
જય જય કરી,
ઉર ઠારશે પદ ચૂમીને !—
ભુખ્યાં ભુખ્યાં આ જગતનાં બહુ માનવી,
તૃષ્ણા ઊંડી અતિ વિકટ છે સહુ જાણવી;
જરી લેશ પણ તું તેમની ઊંડી ભુખને ભુલાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ! જય જય ત્હારી ત્યાં ઉચ્ચરાવજે!

૫

અયિ ! કૂદતો કંઈ આવજે!
ભર સિંધુને ઉછળાવજે!
જળ પુરમાં
ખુબ શૂરમાં
નદી ને ઝરા દોડાવજે !—

આ દેશનું વીરત્વ મંદ પડી ગયું,
ઉડયું તેજ, કાળ પ્રહાર સહીજ રડી રહ્યું;
તેને જગાવી મંત્ર ફૂંકી ઊર્મિઓ ઉકળાવજે,
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! હરહર વીર હાક પડાવજે!

૬

જળ ધોધ ત્હારા ઢોળતો
પડ ગ્રીષ્મને ચગદોળતો,
નભ ભરી નીરે,
તુજ રિપુ શિરે,
નાચી રહે રણ રોળતો!—
જુદાં કલહ ને કપટ આ સંસારમાં,
વળી ક્રુરતા ને દ્વેષ કંઇ નરનારમાં;
એ સર્વ સુખરિપુને જગતમાંથી હરાવી હઠાવજે!
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! સૌ તુજ ધોધમાં વ્હેતડાવજે!

૭

ઓ મેઘ! વૃષ્ટિ લાવજે!
પશુ પંખીને હરખાવજે!
તુજ રવ ભરી
છળ છળ કરી
ઉર ગાનમાં છલકાવજે!—
કાવ-અંતરે કદી શુષ્કતા આવી વસે,
નિરસ દદર હિણુ જગતથી મંદજ થશે;
તેને ફરી તું જગાવીને તુજ ગાનપાન કરાવજે,
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! તુજથું કલ્પના વ્હેતડાવજે

૯

રસધર ! ઉતર આકાશથી !
રમિયે અહિં ઉલ્લાસથી
જગ અણુદિઠા
અદ્ભુત મીઠા
કંઈ ખેલ રાસ વિલાસથી !
મુજ હૃદય ચમકારથી ચમકાવી દે !
રસ દિવ્ય ધામ થકી ઊંડો મધુ લાવી દે !
રે આવ ! કુદીયે નાચિએ કંઇ વિવિધ ભાવ જગાવીએ !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જગને રસરસે ન્હવડાવીએ !

ખબરદાર.

## માનવ બાળક.

અકળિત કળા હરિની નહિં કોઇ કળે !
બહુ સૃષ્ટિસમુદ્ર વિશે ધસડાઇ જતા;
તરણા સમ તુચ્છ મનુષ્યની બુદ્ધિમતા,
અથળાઇ ઝીકાઇ બની દીન ભૂમિ ઢળે.
જગ જ્ઞાન વિદ્યા વધતી બહુ જાય ભલે,
પણ—માનવ—બાળક તો અહિં ખાય ખતા;
ભવ્ય કુદરત ગોથી તણા કંઇ અંક છતા,
પણ મૂઢ બની નિરખે, નહિં મર્મ મળે !
નિજ માનવ—બાળકને જગતાત હિયે,
કરવા કંઇ એક હિસાબ સુધાન્ય ધરી;—

લખતો ભૂસતો શ્રમ એકલડોજ લિયે,
પણ ભૂલી રડે, ન મળે કંઇ મેળ જરી !—
જગતાત કહે હસતો "આહં આવ ફરી
પ્રિય બાળક આપણુ સાથ મળી કરિયે ! !"

ખબરદાર.

## અમર આશા.

કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે !
બકા ખંજર સનમનામા રહમ બુંદી લપાઇ છે !—કંઇ.
જુદાઇ જીંદગીભરની કરી રો રો બધી કાઢી;
રહી ગઇ વસ્લની આશા અગર ગરદન કપાઇ છે—કંઇ.
ઘડી ના વસ્લની આવી, સનમ પણુ છેતરી ચાલી;
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઇ છે—કંઇ.
ઝખમ દુનીયાં ઝમાનોના, મુસીબત બોહનાં ખંજર;
કતલમાં એ કદમબોસી, ઉપર કયામત ખુદાઇ છે—કંઇ.
શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ;
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઇ છે—કંઇ.
ફના કરવું ફના થાવું, ફનામાં રાહ સમાઇ છે;
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઇ છે—કંઇ.
ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું;
સનમના હાથની છેલી હકીકતની રફાઇ છે—કંઇ.
સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર, ખડી માશુક સાંઇ છે—કંઇ.
ચમનમા આવીને ઉભો, ગુલાપર આફરીં થઇ તું;

ગુલોના ખારથી બચતાં, બહનગુલને નવાઈ છે—કંથ.
હજારો ઓલીયા મુરશિદ, ગયા માશુકમાં ડુલી;
ન ડુબ્યા તે મુવા એની કલામો સપ્ત ગાઈ છે—કંથ.

મણીલાલ નભુભાઈ.

## ઉંડી રજની.

આ શી ઉંડી રજની આજની ભણે ઉંડાં ભણકાર!
ઘેરી ગુહા આકાશની રે, માંહિ સુતો ઉંડો અંધકાર.
ઉંડા ડુબ્યા નભતારલા કંઈ ગૂઢ સંદેશ કહેનાર રે.
આ શી ઉંડી રજની!

શાંતિપૂર રેલી રહ્યું રે ઉંડું, અદ્ભુત, સઘ્ડ ઠાર,
એ પૂરને ઝીણું ઝીણું ઝલાવી છાનો અનિલ રંગે સુકુમારરે:
આ શી ઉંડી રજની!

ડુબી ઉંડી એ પૂરમાં રે તરૂવર કેરી હાર,
મોહ મંત્રથી મૂઢ બની એ કાંઇ કરે ન ઉચ્ચાર રે.
આ શી ઉંડી રજની!

ગૂઢ બન્યો એક મંત્રથી રે સ્તબ્ધ ઉભો હું આ વાર;
ગૂઢ અસંખ્યો ભેદો કાંઇ કરે યોગમ ઘોર ઝંકાર રે;
આ શી ઉંડી રજની!

જાગી ઉઠી એ ઝંકારથી રે અનુભવું દિવ્ય ચોધાર;
ભરાયું ભેદ અસંખ્યથી રે મ્હારૂં હૃદય ફાટે શત ધાર રે;
આ શી ઉંડી રજની!

ગુંથાયું એ જ્ઞાન ધારથી રે એહ સ્તબ્ધ હૃદય આ ઠાર;

શાંત, અદ્ભુત, ઉંદા કંઇ શુભ્રું ઉચ્ચ માનના પોકાર રે;
આ શી ઉંડી રજની !

નરસિંહરાવ.

# અવસાન.

---

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી;
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી, ટેક.
રત્નપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ;
ફરીને મારગ મળશે નહિ, એવી છે અવળાઇ;
સમજીને ચાલો સુધારે, ન જાશો ડાબા કે જમણી. મનજી મુસા.
વચ્ચે ફાંસિયા વાટ પાડવાને, બેઠા છે બે ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર;
મળ્યો છે એક ભેદી રે, કહેશે ગતિ સહુ તે તણી. મનજી મુસા.
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ના કાંઇ અટકાવ;
આપણો કરતાં જોખમ આવે ફાવે ધણીનો દાવ;
એટલા સારૂ રે, ન થાવું વહોરતના ધણી. મનજી મુસા.
જોજો જુગત થકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ ગમે છે હવાં, જઇએ પોતાને ગામ;
સુજે છે હવાં એવું રે, અવધ થઇ છે આપણી. મનજી મુસા.

દયારામ.

## અવસાન સંદેશ.

નવ કરશો કોઇ શોક—રસિકડાં, નવ કરશો કોઇ શોક—ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી—રસિકડાં.
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી—રસિકડાં.
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકું ભણે બહુ પણથી—રસિકડાં.
એક પીડામાં બીજી વ્હીડથી, જળશે જીવ અગનથી—રસિકડાં.
હતો દુઃખિયો થયો સુખીયો, સમજો છુટયો રણથી—રસિકડાં.
મુઓ હું તમે પણ વળી મરશો, મુક્ત થશો જગ તમથી—રસિકડાં.
હરિકૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી—રસિકડાં.
વીર રસિક ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી—રસિકડાં.
જુદાઇ દુઃખ તે નથી જ જવાનું, જાયે માત્ર મરણથી—રસિકડાં.
મરણ પ્રેમીને ઉચિત મોડું છે, દુઃખ વધે જ રૂદનથી—રસિકડાં.
જગત નીમ છે જનમ મરણનો, દૃઢ રહેજો હીંમતથી—રસિકડાં.
મને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી—રસિકડાં

નર્મદાશંકર.

## મૃત્યુને પ્રાર્થના.

### તોટક.

પળવાર જં મોત! તું થોભ ભલા!
મરવું મુજને હજી ના ગમતું;
ખીલતી બધી આશ હજી ન લગી;

નિરખું તુજ ચક્ર શિરે ભમતું.
સુખ કોશ હજી ભરિયા ન પૂરા;
હજી ગાન બધાં મુજ છે અધૂરાં;
મુજ અશ્રુ હજી સઘળાં ન ઢળ્યાં;
પલવાર જ યોગ્ય તું મોત ભલા !

નરસિંહરાવ.

## મૃત્યુ સ્વરૂપ.

કાં ભ્રમ માંહિ ભમો ઓ બાઇ? સુણો સાચું કહું રે લોલ;
તિમિરે જનમ્યું, તિમિર જતાં ક્ષણ, મૃત્યુ મરી ગયું રે લોલ.
વ્યર્થ ભયે રચી મૂર્તિ ભયાનક, જગ બ્હીતું હતું રે લોલ;
જ્ઞાન તણી તલવાર અડકતાં, મૃત્યુ મરી ગયું રે લોલ.
યોગમ નાંખ નજર નિહાળું હું-મૃત્યુ ક્યહાં હતું રે લોલ;
માયા દેહ ધરંતું એહ જ, મૃત્યુ મરી ગયું રે લોલ.
જોયું જીવન તત્ત્વ સનાતન, સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રગટ્યું, પછી તત્ક્ષણ મૃત્યુ મરી ગયું રે લોલ.
જીવન પરજીવન બે એક સરિતનું વ્હેણ છે રે લોલ;
રૂપ બદલતું જીવન તે પરજીવનમાં ધસે રે લોલ.
જીવન જ્યોતિપૂર વિશાળું જગોજગ રેલિયું રે લોલ;
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય મૃત્યુ મરી ગયું રે લોલ.

નરસિંહરાવ.

# હરિનાં દર્શન.

મારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરીને જરી:
એક મટકું ન માંડ્યું રે, ન ઠરીઆં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિ રે તપે, તેમાં તમ થયાં:
નથી દેવના દરશન રે કીધાં, તેમાં રક્ત રહ્યાં.
પ્રભુ સઘળે વિરાજે રે, સ્રજનમાં સભર ભર્યાઃ
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.
નાથ ગગન જેવા રે, સદા મને છાઇ રહે:
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.
જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ સદાઃ
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડીયે ન થાય કદા.
પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની?
જીવે સો વર્ષ ઘૂવડરે, ન ગમ તોયે કંઇ દિનની.
સ્વામી સાગર સરીખારે, નજરમાં ન માય કદીઃ
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ! ક્યારે ઉઘડશે?
આવાં ઘોર અંધારાં રે પ્રભુ! ક્યારે ઉતરશે?
નાથ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદાઃ
નેન! નીરખો ઉંડેરૂં રે, હરિવર વરસે સદા.
આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરીઃ
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નીરખો હરિ.

ન્હાનાલાલ.

## અહાલેક.

પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક;
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
નથી લીધી પ્રભો ! દીક્ષા, નથી અંગે ધરી કફની;
નમી તુજ પાવ ત્હેવો જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
કમંડલ માહરૂં ખાલી, ભર્યું તુજ અક્ષય પાત્ર;
દીઠી ભંડારમાં ભિક્ષા, જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે;
શ્રવણ તે ભેદશે ત્હારાં ? જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
વિરાજે છે તું દીલ દરિયાવ, અયિ વીરવર યજમાન !
અણુ શું તો અમીકણુ દે, જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
ઘડાવી પાવડી મ્હેં રાજ ! પ્રવૃત્તિ કેરી;
ચઢી તે પર જીવન ધપતાં જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
નહીં કાંઇ મળે તોયે મળ્યું દર્શન સૌભાગ્ય;
મળી-સળગી મીટે મીટને જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
ઉડી ઝોળી રહી અધુરી, ન તલ પણ ભીંજાયું;
જડ્યો પણ સ્હોડમાં સાથી જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક,—
પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મ્હેં અહાલેક— પ્રભો !

ન્હાનાલાલ.

## પ્રાર્થના.

પ્રભો, શિર નમ્યું; નમ્યુંજ ધરૂં સર્વદા એટલી
વિશુદ્ધ મતિ રાખજે: સકલ અન્ય એમાં લહું.

જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુવે ફરી ફરી ફરી ઉપર બુદ્બુદો,
પ્રસારી નિજ મેલ ફીણ વમળો, અરે ફાટકો,
લસે અમિત–ને ફુટે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત માહરા જીવનની ! અરે રે પ્રભો !
વહે ક્યાંહિથી બુદ્બુદો ફરી ફરી જ એ એહવા ?
હશે પવનસંતતિ ? ઉદધિની જ વેલા હશે ?
દીસે નહિં દીસે અગર તિમિર ગહ્વરો આત્મમાં
ત્યાંથી નીકળી ધસે ફરીજ એ બુદ્બુદે ?
અદષ્ટ–ભવથા અને જીગરનાં જુનાં પાપથા
બચાવ ! જય ! આપ ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે, સલિલ એ ઓઘ અર્ધ્ય પ્રસરાવતો હે, પ્રભો !

બળવંતરાય.

## ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમશીશઃ
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !–
અમારી ગુણવંતી ગુજરાત !
મીઠી મનોહર વાડી આ તારી નંદનવન શી અમોલ,
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ !—
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વિરોની વા'લી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત !

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંયઃ
દેશે વિદેશ અહોનિશ અંતર એક્જ તારી છાય !—
અમારી ગુણવંતી ગુજરાત !

સરસરિતા રસભર અમી ઝરણાં રત્નાકર ભરપુરઃ
પુણ્યભૂમિ ફળફુલ ઝઝુમી માત ! રમે અમ ઉર !—
અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ, મુસલમીન, પારસી સર્વે માત અમે તુજ બાળઃ
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઉર પ્રભાત સમી અજવાળી, ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર !—
અમારી ગુણવંતી ગુજરાત

નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !

ખબરદાર.

## ગુર્જરી વાણી.

સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઉપરી.
જે ગીર્વાણ ગિરા મનાય ગણુતાં, તે સ્થાન એ લ્યો વરી;
થાયે શ્રેષ્ઠ સહુ સખી જન થકી, એ આશ પૂરો હરિ.

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે, ફેલાય ફાળિ ઘણી;
સર્વે દેશ વિદેશ ગુર્જર ગિરા સોહાય સોહામણિ.
ભાષા સંસ્કૃત મૃત્યુ-પ્રાય થઇ છે, આ થાય શિરોમણિ;
અર્પો તો વિભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી.

પ્રેમાનંદ.

## ગુજરાતનો યજ્ઞકુંડ.

[ પદ—"આરતી લેયા રે! શંખ સુણ્યો ન હજી શું ?"—એ ચાલ ]

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
આવો, પૂરા રે, ખમતા દુઃખના ચીરા !–[ ધ્રુવ ]

કડકડ ફૂટે કોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે;
ઝગઝગ જ્વાળા વ્યોમ જગાવેઃ ઉભા રહો દૃઢ વાટે !
દુઃખમાં શૂરા રે ! ૧

નથી પડવું યાહોમ કરીને આજે અંધશૂરાનું;
નથી અબળને દમવું : આ છે જડચેતનનું લ્હાણું !
દુઃખમાં શૂરા રે ! ૨

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્ય જ રક્ત વહે અમ નસમાં, સત્ય જ વ્રત અમ ન્યારાં !
દુઃખમાં શૂરા રે ! ૩

માયા સૌ ઘરબાર તજી ને સુખની ડોળી દફની;
આત્મશૌર્યનાં શ્વેત સજ્યાં પટ, ના કાયરની કફની:
દુઃખમાં શૂરા રે ! ૪

પાય પડ્યા, વિનવ્યા કંઇ કંઇ, શું હૃદયહીણને રટવું ?

હવે પડ્યા રગડાવા રણ ત્યાં ના હઠવું, ના હઠવું!

દુઃખમાં શૂરા રે! ૫

ભારતદુઃખ શિરે અમ લેતાં, હેવાં કેમ ન ફૂલે?

ઓ ભારત! નિધિ પાર ઉતરજો અમ શબ્દગને પૂલે!

દુઃખમાં શૂરા રે! ૬

ઘાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;

નવલખ આંખે વ્યોમ રુવે પણ, પાછું જુએ ન મરણિયા!

દુઃખમાં શૂરા રે! ૭

એજ અલખની ધૂન અમારી, મૂગે મુખ દુઃખ સ્હેવું:

બેડીની જડ જડતાં અરિ પણ આખર રોશે એવું:

દુઃખમાં શૂરા રે! ૮

કીર્ત્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે:

ઓ વીરા! જગને ઝૂલવવી આ ગરવી ગુજરાતે!

દુઃખમાં શૂરા રે! ૯

ધર્મક્ષેત્ર એ કર્મક્ષેત્ર એ, એ રણક્ષેત્ર અનેરૂં!

જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્ય જ ભારત કેરૂં?

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા!

ગાજો પૂરા રે સત્ય પ્રેમરસધીરા! ૧૦

અરદેશર ફરામજી ખબરદાર.

# ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

જય જય મારા ગુર્જર વીરો !

આવો રંક, ફકીર, અમીરો ! આજે દિવસ ઉગ્યો રળિયાત;
ધોધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હેલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧

આજે ધેલા શું તમ સાથે ?
શૌર્ય વસે હૃદયે કે બાથે ?–તેજ છતાં બૂઠી તરવાર !
ફેંકી દો સહુ બૂઠાં શસ્ત્રો, સજો હૃદયનાં નવ હથિયાર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨

હોય વિલંબ હવે શો ઠાલો ?
ધપતા ધપતા આગળ ચાલો : અગ્ર રહી ઘુમવું છે આજ;
ધજા રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૩

નથી રુધિર રેલવવાં કોનાં
નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવાં પ્રભુભંગ;
નથી વિજયના રંગ રુધિરમાં જ્યાં જનરક્ત ભરે ઉરઅંગ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૪

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે ક્યાં ?
આકાશે અંધાર વહે ક્યાં જ્યાં દિનકરનો થાય પ્રકાશ ?
જ્ઞાનદીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૫

મરદાની મુજ ગુર્જર વીરા !

કાર્યધુરંધર, શૂર, અધીરા! મુખ યૌવનનો ગર્વપ્રતાપ;
અંગ રુધિર ઉછળે નભ અડતાં; ભરો હરોને હર્ષ અમાપ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૬

ભૂત બધું પાછળ છે મૂક્યું—
આજ ઉરે નવજીવન ફૂંક્યું, દુનિયા બધે નવી દેખાય!
નવ આશે નવ હાસ્યે ખેલવા આજે પાદ અધીરા થાય;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૭

મુખી પડ્યા કે હઠ્યા પછાડી!
ખસો ખૂણા હવે હાથ ઉપાડી, ફરકાવ્યા જુઓ ઘુનભેર:
ધર્મભાર શિરે જ વહે એ—એક પડે ત્યાં ઉઠે તેર!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૮

કોણ વિકટ પથ કહી ડરાવે?—
પર્વત પરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ!
જંગલ તોડી મંગલ કરશું, બતાવશું બળવંતા હાથ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૯

આપણુ ગુણભરવા ગુજરાતી!
કૃષ્ણધરા અદ્ભુત મદમાતી, ભારતયુદ્ધ જિતે ભડવીર;
સાહસ, શૌર્ય અડગ શ્રમથી જે ચળવળમાં ગાજે રણધીર;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૦

આવો નવરસના રઢિયાળા
ગિરિગહ્વરમાં ભરી ઉછાળા કેસરિયાશું રમતાં બાળ!
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૧

તીર્થે તીર્થે શુચિતા સ્થાપી:

ગરવી સાબ્રમતી ને તાપી, ભરે નર્મદા નવનવ નૂર;
ગુણી ગોમતી, સરસ્વતી ને દંમણગંગાનું જળ શૂર!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૨
છે અદ્દભુતતા એ કંઈ જૂદી!
પશ્ચિમસાગરનાં જળ કૂદી ઉછળી ગગન કસે નિજ જોમ;
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઝીલી ઝીલે પડતું વ્યોમ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૩
એવાં ઓ ગુર્જર સંતાનો!
હિંદુ, પારસી, મૂસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ!
ભુજશું ભુજ બીડીને આવો: એક જ પ્રેમ તણી છો વેલ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૪
અહો અડગ બાંધવ ટેકીલા!
દ્વેષ વિષે બનવું નવ બ્હીલા; દ્વેષ કદી નવ આપે જીત,
અંતરરિપુનો કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત,
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૫
દ્વેષે શું રહેશો અથડાયા?
હજાર વર્ષ તણી જડ માયા પડી હૃદયમાં છે પથરાઈ,
હડેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર વધે ધુંધવાઈ;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૬
લોચનના પડદા ઘો ખોલી!
ભૂત બધાં ખાતાં ઉર ઢોલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે ઓ ગુર્જર વીરા! થવું આપણે છે સ્વાધીન!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૭
રહેવું શુદ્ધ વચનમનકર્મે:

સાર એ જ દીઠો સહુ ધર્મે, તો ક્યમ થઇએ પતિત નિદાન,
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ : ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૮

એવા શુદ્ધ બનીને આવો!
પછી અડગ તમ પગ ઊઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જયકુંકુમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરેઠોર;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૧૯

ઓ આ થાય બધે અજવાળાં
ઉઘડ્યાં પુણ્ય પ્રભાત રસાળાં! ઉઘડ્યાં ભાગ્ય ભલેરાં દેશ!
રણશિંગાં ફૂંકાય ફરી આ : કર્મવીર! હઠશો નવ લેશ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૨૦

સ્વપ્ન ફળે જુગજૂનાં સાચે
દેવ ફિરસ્તા ઉતરી રાચે, પયગંબર ને પીર અનેક;
સગાઇ સ્વર્ગ તણી ભૂલેલી દઢ બંધાશે ફરી વિશેક!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૨૧

કુંકુમથાળ અનેરી લાવો!
પત્નીઓ, પુત્રીઓ, આવો! માતાઓ, ભગિનીઓ સર્વ!
પડખે અમ ઉભીને રાખો ગરવી ગુજરાતણનો ગર્વ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૨૨

જય જય મારા ગુર્જર વીરા!
આજ અધીરા ઉરના ચીરા, જીવનને જાણે નહિ જોખ;
મરવું તો શૂરાને ગરવું : કાયર ખોળે ઘરના ગોખ;
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૨૩

શ્વેત ધજા ભારતમાં રોપો!
થાશે પુષ્પ વરસતી તોપો, શસ્ત્રો સહુ શણગાર સ્વરૂપ;
જગબંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થાશે નવીન અનૂપ!
ઓ ગુજરાત! ઓ ગુજરાત! ૨૪

**અરદેશર ફરામજી ખબરદાર.**

**સમાપ્ત.**